# વહાલાં
# નો
# વિયોગ.



લખનાર:

**નોશાકરીપીલાં.**

# વાહલાંનો વિયોગ

અને

# દુઃખી જીગરોને દિલાસો.

લખનાર—

**મીસ પીલાં ભીખાજી મકાતી.**

("નોશાકરી પીલાં")

તે

"સુખની શોધ" "જીવદયા અને માંસ ખાવાની મનાઈ" "હિરાનો હાર"
"પ્રાણીઓનું પાલન" વિગેરેનો કર્તા.



આવૃતી પહેલી. ] [ સને ૧૯૨૬.

# અર્પણપત્રીકા



સાહિત્ય સાગરમાં

મને

તરતી મુકનાર મારા ભલા બુઝોર્ગ ભાઈજી

શેઠ મહેરજીભાઈ પાહલનજી માદન (જે. પી.)'ની

મારા પ્રત્યેની તેમની અથાગ મહેરબાની

ની સેવામાં

મારા તરફનું આ પાંચમું પુસ્તક તેમનાજ નામને

આભાર સહિત અર્પણ કરૂ છું.

"નોશાકરીપીલાં"

કર્તા
મિસ પીલાં બ. મુકાતી (નોશાકરી પીલાં)
બારયા વૉડ – નવસારી
મનચેરશા જાલભાઈ દાવરે
પોતાના એલન પ્રીંનટીંગ પ્રેસ
નં૦ ૧૦, મીલીતરી સ્કવેર લેન, મેદોઝ સ્ત્રીટ, કોટ,
મુંબઈ મધે
છાપી તથા પ્રગત કીધી છે.

# સાંકળ્યું.



# દીબાચો.

(લખનાર—કયખુસરો અર્દેશીર ફીટર.)

---

"Remove from the mind the belief of a future existence and hope of immortality; and religion becomes a shadow, life a dream, and the approach of death—a scene of darkness and despair..........."

યાને—ભવિષ્યની જીંદગી અને અમર્ગીની આશાનુ યકીન જો તમારા મગઝમાંથી કાઢી નાંખશો; તો મઝહબ એક છાયા સમાન (નકામો) માલમ પડશે, જીંદગી એકું સ્વપ્ન જેવી લાગશે, અને મોહોતનો વખત, એક અંધારો અને નિરાશી ઉપજાવનારો બનાવ માલમ પડશે......

પુખ્ત અભિયાસ પછી લખેલા ઉપલા સોનેરી વાકયો, જે એક વિદ્વાને વર્ષો પછીનાં અભિયાસનાં પરિણામમાં લખ્યા છે; તેને લંબાણ-થી સરેહ સાથ સમજાવવાની ગોયા કોશેશનું પરિણામ આ "વ્હાલાંનો વિયોગ"નું પુસ્તક છે.

"વ્હાલાંનો વિયોગ"નાં નામ ઉપરથી આપણને બે શબ્દો—"વ્હાલાં" અને "વિયોગ" વચ્ચેનો ન તુટે તેવો ધાડો સંબંધ માલમ પડી આવેછે. વિયોગ જે "વ્હાલાં" હોય તેઓ માટેજ થાય છે, એટલે "વિયોગ" શબ્દમાંજ "વ્હાલું" પણ સમાઇ જાય છે. આ પુસ્તકમાં "વિયોગ" શબ્દ મોહોત–જે આ હાદમંદ દુન્યામાં ઇનિશાન જાતને સૌથી ઝાલીમ દુ:ખ કે આફત ગણાયછે તેના સંબંધમાં ચાલું વાપરેલો છે.

"મોહોત" શબ્દ માણસજાત તરફથી તેઓની આત્મિક કે માનસિક સ્થિતી (development) ને અનુસરતી સમજમાં વપરાયલો માલમ પડેછે:—દાખલા તરીકે (૧) સામાન્ય રીતે મોહોત ઇનિશાન

જાતને એક ભયાનક ખ્યાલ આપનારો ભયભીત શબ્દ છે; જ્યારે (૨) શારીરીક કે માનસિક વ્યાધીથી પીડાતા કે કંટાળેલા મનુષ્યોને તે એક ખુશકારક ખ્યાલ છે, કે તેનાં આવવાથી તેઓની વ્યાધી કે ન ખમાતી આફ્તોનો છેડો આવશે; જ્યારે (૩) અશો યાને પરેઝગાર ઇનસાનો આ શબ્દ ફક્ત પોતાનાં ફરોહરની અમર્ગ હસ્તીમાં થનારો એક કુદરતનો "ફેરફાર" માનેછે (યાને અમર્ગ આત્માં આ માસ, લોહીના બદનમાનાં પોતાનાં બંદ માંથી નીકલી જાય છે.), અને તે માટે સદા શાંત મનથી તેને તાબે થવા તૈયારજ છે.

ઉપર જણાવેલા ૩ વર્ગનાં મનુષ્યોમાં આપણે જાણયે છીએ કે પહેલા વર્ગમાં મનુષ્યોનો લગભગ પોણા ઉપર ભાગ સમાઇ જાય છે, માટે તે સ્થિતીમા મગજ અને અંતઃકરણની ઉપલી સ્થિતી પોતાનાં "વ્હાલાઓનાં" મરણથી શી થાય છે તે ટુંકમાં તપાશીશું.

૧

છેલ્લી મહાન લડાઇમાં લાખો ખીલતા આશાનાં, દુન્યાની વૃધિમાં આગેવાન હિસ્સો આપે એવા જવાંમર્દો માર્યા ગયા; જેનાં પરિણામમાં તેઓ પાછલ રહી ગયલા માત-પિતા, ધણીયાણી, બાલ-બચ્ચાં, ભાઇ-બેહેનો કે મિત્રો વગેરેને ભારે સંતાપ, ખોટ અને દુઃખમાં ગીરફ્તાર કરી ગયા. આ કમનશીબ દુઃખીઓનો "વ્હાલાઓનો" વિયોગનો ખ્યાલ તો જેઓ તેઓનાં સમાગમમાં આવે અને લાખો કુટુંબમાંનાં એકેક કુટુંબમાં જઇ, એક સંતાપ અને વિયોગથી ગાંડી બનેલી વીધવા ધણીયાણી, કે વર્ષો સુધી લોહીનું પાણી કરી મોટા કરેલા બેટાને ઘડપણમાં ખોહી બેસવા માટે માતપિતાનો ગમ અને કકલાટ; કે જન્મથી સાથે ઉધરેલા ભાઇ બેહનોનું જુદાઇનું દુઃખ કે માર્યા ગયલા પિતા માટે નાના બાલકોનો તવલાત, કે જાની દોસ્તનો જીગરનો જખમ, એ સર્વ નજરે જોય તોજ પછી લાખો માર્યા ગયલા જવાનોનાં ઝાલીમ મોહોતથી, દુન્યામાં કેટલા કરોડો જીવતા ઇનશાનો પોતાના ઉપર વ્હાલાનાં વિયોગ નું દુઃખ હોરી લે છે તેનો ખ્યાલ કરી શકેછે, અને આ બાબતની મહત્વતાનું તોલ કાઢી શકેછે. મોહોતથી આવેલી આફ્તોનો જખ્મ ફક્ત બે ચીઝોથી રૂઝ આવે છે,—જો કે તે જખ્મનો દાગ કદીપણ નાબુદ થતો નથી, યાને આફ્ત જોકે તેનું વીખ ખોહી દેય છે, છતાં તે

જીગરમાં સદા કોતરાઇજ રહે છે. યાને તે બે ચીજો જે દયાલુ કીરતારે ઇનશાન માટે દીલાસારૂપી બક્ષી છે તે:—

(૧) વખત; અને

(૨) મરણ પછીના હાલત બાબેનું જ્ઞાન છે.

**વખત**—આહ! મોહોતથી વ્હાલાનાં વિયોગ થવેથી તવળતા ઇનશાનનાં દુ:ખનાં દર્યાવને પ્યારાઓની લાગણીભરી યાદગારીનાં નરમ આંસુઓથી તે સ્થીર બનાવે છે; ઓચીંતા કવખતનાં મોહોતનાં જખ્મની ભયંકરતા, ચાલુ ને ચાલુ બંદગીરૂપી શાંત વિચારોથી નીકળી જઇ તેને પોતાની સરજતને તાબેદારીથી શરણ કરતો તે બનાવે છે.

**બાકી મરણ પછીની હાલતનું જ્ઞાન**—ઇનશાનનાં મોહોતની જુદાઇથી જખ્માયલા જીગરને જો હાલનાં ઝમાનામાં લાંબા વખત સુધી જખ્મ રૂઝવા માટે ખોટી રહેવા ન ચહાતા અધીરા ઉતાવળ્યા ઇનશાનને દીલાસો આપનાર હોય તો આ કીસમનું જ્ઞાન છે. છેલ્લી લડાઇમાં માર્યા ગયલા અનેક આતમિક કે માનસિક બળમાં આગળ વધેલા ઇનશાનોનાં આત્માઓને તે દાદગરે કરોડો ઇનશાનોનાં સંતાપ અને વિયોગથી તવળતાં—જલતાં—કકલતાં જીગરોને રાહત આપવા યાને દીલાસો દેવા માટે, આ ખાકી જેહાનમાં ખુદાઈ ઈનશાફ, મીનોઇ જેહાન, ફરોહરની અમગીર્ વગેરે બાબતનાં સંદેશા મોકલવાં માટે દયાથી પરવાનગી આપી હતી, અને જેની બરકકતથી—યાને તે કીરતારની ઇનશાન જાત તરફની અપાર દયાથીજ—, વિયોગમાં જળતા અનેક આત્માઓને દિલાસો અને રાહત મળ્યાં હતાં. હમણા ઝડપી સુધારા વધારા માટેનાં કાર્યોના ઝમાનો છે, અને ખાસ કરી યુરોપ અને અમેરિકાના તે માટે બહુ જાણીતાં છે, તેવા મુંલકોમાં વસ્તા માણુસો પણ ગોયા "અધીરા" ખવાસનાં અને લાંબા વખત સુધી ધીરજ ધરાવનારા ન હોય તેવા બન્યા છે, તેથીજ તેવા મનુષ્યો માટે મરણ પછીની હાલતનું જ્ઞાન બહુ રાહત આપનારૂં થઇ પડયુ છે; કારણ "વખત" રૂપી મલમ પોતે **લાંબી મુદત પછીજ** જખમાએલા આત્માઓને રૂઝ લાવવાની શકિત ધરાવે છે. મરણ પછીની હાલત બાબેનું જ્ઞાન મેળવવાની મોટી જાગૃતિ પશ્ચીમનાં મુલકોમાં હાલ થઇ રહીછે, અને જે હજારો વર્ષની વાત ઉપર લખાયું હતું, તેને ખરૂં

પડતું આજે પુરવાર થયું છે. આપણે જાણ્યે છીએ કે તકલીદી દુન્યાવી સુખ માટેનાં સુધારા તરફ સદા શાંત બેદરકારીથી જોતું પૂર્વ—આત્મિક યાને રૂહાની જ્ઞાન અને શોધખોળ માટે જમાનાઓથી જાણીતું છે, અને તેને બરના ચોકસ ક્રિયાકામો અને ભણતરો પૂર્વનાં મહાન પેગમ્બરો કે અશો નરોએ રચ્યાં છે, જેની મતલબ જેમ પેલી જેહાનમાં ગયલા ફરોહરોની ખુશનુદી અને શાંતી માટેની છે, તેમ ખુદ પેલી દુન્યામાં જવા માટે સજાવાર યાને હયાતી ધરાવતા ઇનસાનો બાબમાં પણ ફાયદાકારક નીવડવાની છે.

આ અગત્યની બાબત જે પશ્ચીમનાં જડવાદીઓ અને તેનાં શીક્ષણ કે અસર હેઠળ આવેલા પૂર્વમાં વસ્તા કેટલાક ઇનશાનો, જેઓ થોડા વર્ષની વાત ઉપર હસી કાઢતા હતા, અને ગોયા જમાના થયા ક્રિયાકામો અને માંથ્રો બનાવી ગયલા અશો નરોની મશકરી કરતા હતા, તેઓમાંનાં કેટલાક ખુલ્લા જીગરથી આ જેહાનની પેલી તરફની હસ્તી માટે અભિયાસ અને પ્રયોગો કરી તે બાબત હવે કબુલ કરે છે.

બીજી કોમો બાબત ન બોલતાં ખુદ આપણી પારસી કોમ બાબે બોલીશું. વારંવાર જરથોસ્તી ક્રિયાકામોની બુલંદી અને બેજમતી ખુબીઓ વિષે છાપાદ્વારે શામસામી તકરારો થાય છે. પણ જ્યારે ક્રિયાકામોની વિરૂધ લખનારાઓ સ્પીરીચ્યુએલીઝમની સચાઇઓ સ્વીકારે છે, અને રૂહો તરફનાં સંદેસામાં જ્યારે તે રૂહો બંદગી કે ક્રિયાકામોથી તેઓની મીનોઇ વૃદ્ધીનાં કાર્યમાં તેઓને બહુ મદદ મળે છે એમ જણાવે છે, ત્યારે તેઓ શું જવાબ દેશે? જે જરથોસ્તીઓ પશ્ચીમની જદવાદી કેળવણીને પરીણામે ક્રિયાકામોની બેજમતી અસરથી બેખબર હતા યા તે માનવા ના પાડતા હતા, તેઓ પણ પોતાના "વ્હાલાઓના વિયોગ" માં દીલાસો મેળવવાનાં સૌથી "ઝડપી" પગલાં કે સાધન તરીકે મરણ પછીની હાલતનું જ્ઞાન મેળવવાની તલબ કરતા જણાય છે, અને તે જ્ઞાનની રોશની મેળવ્યા પછી પોતાના પેગમ્બર અને અશો દસ્તુરોના કદીમ વખતમાં ક્રિયાકામો અને બંદગીની ઉમદા અસરો અને સચ્ચાઈ કબુલ કરે છે.

માણસની મરણ પછીની સુખી કે દુઃખી રૂહાની સ્થિતી બાબે આપણને એક સવાલ ખાસ તપાસવાનો છે અને તે કરણીનો કાયદો

છે. "કરશો તેવું ભરશો" યાને કે એક ઇનિશાનનાં ભલા કે ભુંડા કાર્યો નો બદલો મીનોઇમાં મળવાનો છે. કરને જો નો નિયમ આ જેહાનમાં કવચીતજ અમલમાં મુકાયલો જણાય છે. સ્પીતમા જરથુસ્ત્રે વારંવાર ભાર મૂકી જણાવેલી "કરણી તેવી પાર ઉતરણી" નો સીદ્ધાંત કેટલો ખરો છે, તેનો પુરાવો પેલા જેહાનમાં ગયલા રૂહો આપણને તે ખરો છે એમ જણાવે છે.

"અરદાવીરાફ" નામાંમાં લખ્યું છે કે દસ્તુર અરદા વીરાફ સાત દિવસ સુધી પોતાનું રવાન આ ખાકી બદનમાંથી કાઢી ચેકાત દાઇતી પહાડવાલા ચીનવત પુલ તરફ ગયા હતા, અને તે મુદત તેવણ ગુજરેલાઓની દુન્યામાં ફરી ગુજારી હતી, અને પછી ૭ માં દિવસે ફરી તેવણનાં જીવ વગરનાં શરિરમાં તેવણનું રવાન દાખલ થયું હતું, અને પેલી જેહાનનો અહેવાલ જણાવ્યો હતો. તેવણ ખુલ્લી રીતે ભલાને ભલો અને ભુંડાને ભુડો. બદલો કીરતારનાં અચળ કાયદા મુજબ મળેછે તેનું વીગતવારે વર્ણન "અરદાવીરાફ" નામામાં કરેછે.

એટલે રૂહો બાબતનાં જ્ઞાન બાએની હાલની મોટી જાગૃતિમાં તે કીરતારનો એક મહાન સંદેસો ઇનશાન માટે ખુલ્લો માલમ પડી આવે છે અને તે નિતીવાન અશો જીંદગી ગુજારવાને લગતો છે.

આ પુસ્તકમાં સમાવેલી બાબતો એટલી તો રસીક, કોઇક રીતે ગુંચવાવનારી, પણ આકર્ષિત અને માણસની જીજ્ઞાસાને ખેંચાણ કરનારી છે કે તેનો ટુંક દીબાચામાં ખ્યાલ આપવો મુશ્કીલ છે. પણ તેનો કાંઇક ખ્યાલ સરલ રીતે, સાદી સમજમાં ઉતરે તેમ આપવાની, આપણા જવાન બાનુ લેખક બહેન પીલાં ભીખાજી મકાતીએ કોશેશ કરી છે, અને હું માનું છું કે તે કોશેશમાં તેવણ ફતેહમંદ નીવડયાં છે. કલ્પીત વાર્તાઓ વાંચી જ્ઞાનમાં કાંઇ પણ વધારો કરવાની આશા તો રાખી ન શકાય, પણ આવાં ખુદાઇ જ્ઞાન અને સારી પવિત્ર જીજ્ઞાસા ઉશકેરનારા લખાણો વાંચવાથી ખચીતજ વાંચનારાને સંગીન ફાયદો હાંસેલ થાય છે એમાં શક નથી. જવાન બાનુઓ, એક સામાન્ય નીયમ તરીકે લાગણી ઉશકેરાય તેવી કલ્પીત વાર્તા કે તેવીજ સાધારણ બાબતો લખવાની કે વાંચવાની વલણ દેખાડે છે, તેમાં આ જવાન બાનુ લેખક

એક અપવાદ છે. અત્યાર આગમજ તેવણે લખેલી કેતાબોની બાબતો જ્ઞાનમાં વધારો કરનારી અને ઇનશાન જાતને ફીરતાર તરફ દોરવનારી છે. આ બાનુ લેખક ખચીતજ આપણી વખાણ અને ઉતેજનનેપાત્ર ઠરે છે.

સેવટે, મારે જણાવવું જોઇએ કે આ પુસ્તકમાં સમાવેલી બાબતો ઉપર જો વધુ સતાદાર અને વીગતવાર દીબાચો લખવાની જરૂર હોય તો તે કામ મારા જેવા નાચીઝ કરતા, મી. પેસ્તનજી મહાલક્ષ્મીવાલા મી. જેહાંગીર વીમાદલાલ, મી. ફરેદુન દાદાચાનજી મી. શો. મં. દેશાઇ કે મી. અર્દશીર બીલીમોરીયાનું છે, પણ જયારે બેહેન પીલાં મકાતીએ મને અર્જ કરી એટલે મારી યથા શક્તિ મુજબ મેં ફર્જ બજાવીછે.

આ ટુંક દીબાચો ખતમ કરતાં, આ પુસ્તકનાં લખનાર બહેન પીલાં મકાતીને તેવણનાં પુસ્તકમાં એક ખામી છે તે બાબે મારે એક સુચના કરવી છે: પુસ્તકમાં સમાવેલી અનેક બાબતો તેવણે જે જે પુસ્તકોમાંથી લીધી હોય, તે પુસ્તક લખનારનું નામ, પુસ્તકનું નામ, તથા પાણાનું નંબરની નોંધ ફુટનોટ તરીકે જરૂર આપવા જોઇએ છે, કે જેથી સ્પીરીચ્યુએલીઝમનાં તથા ખુદાઇ જ્ઞાનમાં વધારો કરવા ઇચ્છનાર એક અભિયાસી કે જીજ્ઞાસુને તે બહુ ઉપયોગી થઈ પડે. હું આશા રાખું છું કે જયારે પણ બીજા પુસ્તકો આવી બાબતનાં બાહેર પાડવાનાં સંજોગો થાય ત્યારે બહેન પીલાં મકાતી મારી આ જરૂરી સુચના ઉપર લક્ષ આપશે.

આ પુસ્તક છપાવી પ્રગટ કરનાર એલન પ્રેસનાં માલેક ભાઈ મંનચેરશાહ જાલભાઈ દાવરને ધન્યવાદ ઘટે છે કે તેવણે બેહેન મકાતીને આ પુસ્તક પ્રગટ કરવા માટે, યાને દુન્યાની રોશનીમાં લાવવા માટે એક જરથોસ્તી તરીકે સારૂ ઉતેજન આપ્યું છે.

શરૉફ બિલદીંગ,<br>
ગ્રાંટ રોડ,<br>
મુંબઇ તા. ૫-૯-૧૯૨૬.

# બે બોલ!

'Life! I know not what thou art
But know that thou and I must part.'

અહા મોત! કેટલો ભયંકર શબ્દ છે? એનુ નામજ સાંભળતા ગોયા આપણને કંપારી છુટે છે. માણુસ બિછાંણે પડે છે, અને છેલ્લાં બિછાંણાએ પડતાજ એને યમદૂત ઉચકી લઇચાલ્યો જાય છે; એ બધાંનો ભરમ શો હશે, એમ આપણે વારંવાર બોલીએ છીએ અને પુચ્છીએ છીએ કે તે મહાન પરમેશ્વરે માણુસને પેદા કરી વળી મારી શા કાજ સારૂ નાખતો હશે? આવા આવા વિચારોથી આપણું મગજ વિચારના વમળમાં ધંસડાઇ જાય છે. શું મરી ગએલાં સદાના જ જતાં રહે છે, તેઓ શું આપણને હવે ફરી મળશે નહિ? અરે–ભગંવાને તે ભલા આત્માને બોલાવી લેવા કરતાં એકાદ પાપીનેંજ કાં નહિ યમદૂતને સ્વાધીન કીધો? આવા આવા અનેક વિચારો; એક માણુસના મૃત્ય પછી આપણને આવે છે, આ બાબદ પર ભારતમાં ઘણો પ્રચાર થયો નથી પરંતુ પશ્ચિમ ભણી તો આ બાબદ હવે એક સાધારણ જેવી થઈ પડી છે. માણુસ કોણુ છે–તે કેમ બન્યુ છે–મરણુ કેમ થાય છે અને શા સારૂ મરી જાય છે–મરી જવા પછી આપણું શું થાય છે–અને આત્મા ફરી જન્મે છે કે નહિ? આવી અનેક ગુચવાડા ભર્યા પશ્નો હવે દિવાની જોટ જેવા ખુલ્લા થતા જાય છે; અને એ રીતે એક વારની જડવાદી પ્રજા, સારૂં જ્ઞાન સમજતી થઇ છે. એ બાબદ પર ઘણાં પુસ્તકો લખાયાં છે.* જેનો અભ્યાસ કર્યા પછીજ આ

---

* મરણુ સંબંધી વધુ જ્ઞાન મેળવવા નીચલાં પુસ્તકો વાંચવાં :—

(1) Civilisation of the Eastern Iranians. Vol. 1
(2) The other side of the death.
(3) Whence and Whither.

આ પુસ્તક વાંચનારાંઓની ખીદમતમાં રજુ કર્યું છે આજકાલ સ્વર્ગવાસીઓ સાથ સંદેશા ચલાવવાની વિદ્યા આગળ આવતી જાય છે. કેટલાક જડવાદીઓ આ થીઅરીઓને માનતા નથી અને આજની સાયન્સને હસી કાઢે છે. પરંતુ આસરે એક દાયકાની જો હું વાત કરૂં તો તે દરમ્યાંન ડૉ૦ રીચર્ડશન નામક પંકાએલા તબીબે આ બાબે ઘણી શોધ કરી હતી એમ જણાય છે. સંદેશા ચલાવાનું તો આઘે રહયું પરંતુ તે કરતાં બી આગળ પેગલું ભરી આ ડૉ૦ રીચર્ડશન મરી ગએલાં ને જીવતાં કરવાની હેરતભરી વાત લઇ બેઠો હતો. તેના લખવા મુજબ માણસના શરીરને, તે એક લેમ્પ માનતો હતો અને અંદર રહેલા આત્મા (Spirit)ને તેની જોટ માનતો હતો. તેની થીઅરી એવી હતી કે જેમ એક ફાણસમાં ઓઇલ પુરૂ થવાથી જોટ બળતી અટકી જાય છે પરંતુ પાછું ઓઇલ પુરવાથી સળગવા માંડે છે; તેમ જો માણસના શરીરમાં એકાદ જાનવરનું તાજું લોહીનું ઈનજેક કરી બીજી સાધનથી તેને ગરમી આપવામાં આવે તો મૃત્ય શરીર સજીવન થાય. પરંતુ આ શોધમાં હજી કોઈ ફતેહ પામ્યુ નથી. પાછલ આવતા વિજળીક જમાનામાં એ શોધ જાણીતી થાય એ સમજી આપણે અજાયબ જરાએ થઇશું નહિ.

સર ઓલીવર લોડજનું નામ કોઇનેબી આજે અંજાણ નથી. છેલ્લી અંગ્રેજ–જર્મન લડાઇ દરમ્યાંન આ ગ્રહસ્થ પોતાના રેમન્ડ

---

(4) The Dreams.

(5) Report of the Mysterious noise's at Hydesvill.

(6) Modern American Spiritcealism-a twenty years, Record of the communion between Eerth and world of Spirits.

(7) Modern spiritualism, its facts and fahaticisms.

(8) Foot–falls on the boundary of Ano there world.

(9) The Missiney link in modern spiritualism.

નામક વાહલા પુત્રને ખોહી બેઠા હતા. આ કમનસીબ બનાવ પછી સર ઓલીવરનું લક્ષ પરલોકવાસી આત્મા સાથ વાતચીત કરવાના અખ્તા પર ખેંચાતાં એ ઉપરજ મંડયા રહયા. જેના પરીણામ તરીકે સ્વર્ગવાસીઓ સાથ સંદેશા ચલાવાના અખતરાઓ આજે એક સાધારણ જેવી વાત થઇ પડી છે. એવી બાબદો સમજાવતી ઘણી ચોપડીઓ આપણા ગુર્જર સાહિત્યમાં પડેલી છે.* પરંતુ તેમાંનો મોટો ભાગ અંગ્રેજી ઉપરથી તરજુમો કરેલો હોઈ લોકોને ઝાઝી ઉકેલી શકતી નથી અને તેથી આજ લાંબો વખત થયાં મારો વિચાર તેવાં એક સરળ ગુજરાતી પુસ્તક લખવાનો હતો. આજે ભગવાનની પરમ મહેરથી એ મારો વિચાર અમલમાં મુકાયો છે, એ જાણી મારૂ હૃદય હર્ષિત થયું છે. આ પુસ્તક પર ઘણી કહાંણીઓ વીતી છે. જે બધી વાત લખી હું વાંચનારાઓને કંટાળો નહી આપું. પરંતુ મ્હને જણાવવા દેશો કે, આ પુસ્તક મેં મારી સૌથી પ્રથમ કોશીષ દાખલ લખ્યું હતું; પરંતુ એ બિચારી આજ સુધી પડી રહી હતી; પરંતુ જ્યારે એ લખાંણ બહાર પાડવાનો મને મોકો મલ્યો ત્યારે એને જરા પાલીશ કર્યા છતે ભુલો રહી જવા પામી હોય એ બનવા જોગ છે; માટે

---

*મરણ સંબંધી વધું વિગત જાણવા નીચલાં ગુજરાતી પુસ્તકો વાંચો :—

(૧) અવતાર—મીસીસ બીઝાંટનો તરજુમો.
(૨) મરણ પછી માણસની હાલત—મરહુમ માણેકજી પાંડે.
(૩) કર્મ અને કરણીનો કાયદો—કોટવાળ.
(૪) કર્મ ફ્રરેદુન કે. દાદાચાંનજી.
(૫) મોતનો ભેદ (સચિત્ર) બહમન બનાજી.
(૬) મોતનો ભેદ અને મરણ પછીની જરૂરી ક્રિયા—એક જરથોસ્તી.
(૭) ભવિષ્યની જીદંગી—જીવણજી જ. મોદી.
(૮) કર્મ—રા. દુલભરાય ઓઝા.
(૯) ચંદ્રકાન્ત—ભાગ ૧, ૨.
(૧૦) બાનુ યાને સજીવન થએલો આશક (નવલકથા) જહાંગીરજી પટેલ (ગુલફામ).

સજ્જન વાંચકોએ આ ભુલો પર આંખ વિચામણા કરી અખાડા કરી જવા. દુઃખી સજ્જનોને તેમના સ્નેહીના મૃત્યના ઘા માં હું કોઇક રીતે દિલાસો આપી શકુ એવી શુભ નેમથી આ પુસ્તક રચવામાં આવ્યું છે.

આપણામાં મોત વિષે ઘણાંજ સાંકડાં વિચારો છે. મોત શું છે, અને શા સારૂ મૃત્ય આવે છે તેનાં ખરાં કારણો જાણ્યા સિવાય લોકો તેના શબ ઉપર ચાલું માહેતમ વરસાવે છે; પરંતુ એટલું યાદ રાખજો કે, કુદ્રતની જગતમાં મોત અને જન્મ જેવું ખચ્ચીતજ કાંઈ નથી. જે કાંઇ સીનેમાંના પરડા મિસાલ ફેરફાર થયા કરે છે એ આપણી નાજુક આંખોને લીધેજ છે. ખરી રીતે જોતાં અવનિમાં નાશ કોઇપણ ચીજનો નથી. જે નાશ પામે છે, તે ફરી આવે છે. સદાકાળ માટે જીદંગી નથી. યમદૂત કયારે આવી પોતાની સંગાથે આપણને લઇ જશે, અને ફરી ભગવાન કયાં ખોખામાં જન્મબી આપશે એ આપણે જાણતાં નથી. દુનીઆં શું છે? તે એક શાળા છે. એ શાળામાં આપણે બધાં વિદ્યાર્થી દાખલ અભ્યાસ કરવા આવ્યાં છીએ. જેમના અભ્યાસ પુરા થાય છે તેઓ મિનોઇ પ્રતિ કુચ કરે છે, અને વધું અભ્યાસ સારૂ બીજા સ્વરૂપમાં પાછાં આવે છે. એમ છતાં 'અરે હજી મૃત્યની પળને તો વાર છે'ના બેદરકાર શબ્દોથી આપણે માયાથી છુટાં પડતાં નથી. નિશ્ચય માનજો કે એક દિવસે ઓચીંતાજ મરી જશો અને એક ઓચીતા દિવસેજ તમો પાછાબી આવશો. પેલા સોનેરી શબ્દો યાદ રાખજો કેઃ—

> "We do not die we can not die—
> We only change our state of life.
> There is no death in God's wide world;
> But one eternal scene of change."

મોત અને તે ઉપર ચાલતી માહેતમ ઉપરજ આ પુસ્તકનો પાયો ચિણાયો છે; અને તે છતાંએ મારા આ મારા 'બે બોલ'માં પણ હું લખી શકુ એમ છે, પરંતુ આમ કરતાં બે રીતથી હું

સપડાઇ જાઉં છું. એક તો બધુ 'તાહેલુ' થઇ જવાનો સંભવ છે; જ્યારે બીજી મારી ગુંચવણ આ પુસ્તકના પ્રસતાવના સંબંધી છે. પુસ્તક પર નુકતેચીની કરવાનું કામ મેં મારા ભલા મિત્ર કૈખુશરો અર્દીશીર પીટરને સ્વાધીન કરેલુ હોઇ, જો હુંજ એ સંબંધી રાગડા તાણવા બેસુ તો તેમને અન્યાય થઇ જવાનો સંભવ છે. આથી હવે ટુંકમાંજ પટાવતા એક વધુ મહેરબાની મારે માંગી લેવી છે. આ પુસ્તકનો Foreward જાણીતા તવારીખી વાર્તા લખનાર અને 'ઇરાન લીગ'ના ચંચળ સેક્રેટરી બંધુ કૈખુશરો પીટરે ઘણીજ વિદ્વત્તાથી લખી આપ્યો છે: ના—એટલુંજ નહિ પણ કામની રોકાંણો સાથ તેની પ્રુફો પણ સુધારી છે તે વટી તેમનો હું આ ટકે આભાર માનું છું. ભાઇજી પીટર પોતાના 'પ્રસતાવના'માં લખે છે કે એ કામ પોતાને સોંપવા કરતાં કોઇક બીજાને સોપતે તો ઠીક! પરંતુ ભાઇ કૈખુશરોને હું ખાત્રીથી જણાવું છું કે, એને જેટલો ઇન્સાફ પોતે લખેલા ગ્રહસ્થો આપતે તેટલોજ પોતેબી આપવામાં જરાબી પાછળ પડયા નથી. વળી ભાઇ પીટરે મારી એક બીજી ભુલ તરફ જે ખુલ્લાં મનથી ધ્યાંન ખેંચ્યુ છે કે, 'ફુટનોટ' બનાવી તેમાં જે જે પુસ્તકોના અભયાસ મેં કર્યા હોય તેના નામ લખવાં. ખચ્ચીતજ આ બાબદ ધ્યાંનમાં લેવા જેવી છે, અને તેથી આ સુચનાનો તાબડતોડ અમલ મેં કરી પણ દીધો છે, અને તેમ વાંચનારાઓ મારા આ 'બે બોલ'માં આપેલી ફુટનોટ ઉપરથી જોઇ શકશે. વિશેષ આભારમાં મારા માનવંત મિત્ર તે એલન પ્રેસના માલેક ભાઇ મંચેરશા જાલભાઇ દાવરનો ઉપકાર મારે ભુલી જવો જોઇતો નથી. પોતે પોતાનાં પ્રેસ દવારા મારાં આ પુસ્તકને છાપી બહાર રોશનીમાં લાવ્યા છે તે માટે હું તેમની આભારી છું. સેવટે આ પુસ્તકમાંથી જો કોઇનેબી દિલાશાનું એકબી ટીપુ મળશે તો હું મારી મહેનત સફળ થએલી માનીશ.—અસ્તું.

લી૦

તમારી શુભેચ્છક,

"નોશાકરીપીલાં"

બાર્યા સ્ટ્રીટ,
નવસારી તા. ૨૦-૯-૧૯૨૬

# વ્હાલાંનો વિયોગ
## અને
# દુઃખી જીગરોને દિલાસો.

## આરંભ.

ખુદાતાલાની અદ્દભુત શકિતનો ચમત્કાર મનુષ્ય જેમ જેમ જ્ઞાનમાં આગળ વધતાં જાય છે, તેમ તેમ જોઈ શકે છે. દિવસ પછી રાત, સુખ દુઃખ, અંધકાર પછી પ્રકાંશ, જન્મ પછી મોત, ગરીબાઈ પછી તવંગરી, સુર્યનું ઉગવું ને અસ્ત પાંમવું, દૌલતની રેલ છેલ પછી ભિખારી સ્થિતિ—એમ અનુક્રમે કુદરતનો કારોબાર એક વહેતા ઝરા મિસાળ ચાલું, આજ કંઈ સદીઓની સદીઓ થઈ છતાં ચાલતો આવ્યો છે. એટલે આપણે જાણીએ છીએ કે આ ફાની જગના તખ્તા ઉપર હજારો લોકો જન્મે છે, અને હજારો બિચારા આશાવંત જીવડાંઓ મોત જેવી શાંત—મધુરી નિંદ્રાને પણ વશ થયા છે. ટુંકમાં એમ કહીએ તો ચાલે કે જેમ જગમાં ભલાઈ ને ભુંડાઈ સાથે ભેળાઈ એકમેક સાથ હરીફાઈ કરી રહી છે, તેમ આ જન્મને મોત ગોયા એક વેરી ભાઈઓ જેવા આજ અનાદિ કાળથી આ પૃથ્વી પર વસ્તા આવ્યા છે. એટલે જેણે જન્મ લીધો, તેણે એક દહાડે મરવાનુંજ આ તો લેખીત છે.

એ વિષે તમો માત્ર એકાંતમાં ખ્યાલ કરો, ને બે ઘડી સંસારી કામથી ફારેગ થઈ મન મોકળુ કરી મનને પ્રશ્ન પુછો કે મોત શું છે, જન્મ આપી મોત નિપજાવવાનો ઇશ્વરનો હેતુ શો છે? જો રોજ-બ-રોજ આ પ્રશ્નોથી મનને કંટાળો આપવામાં આપે તો ખચ્ચીતજ રીતે ઘણું નહિ તો થોડુંખી મોતમાં સમાયલા ભરમ વિષે તમો જાણી શકશો!

આ જગત એ ગોયા એક મુસાફરખાનુ છે, કાં-કે આપણે આપણું સ્વવતન—સ્વર્ગ છોડી અત્રે આ ફાની જગમાં માત્ર મુસાફરી કરવાં

આવ્યાં છીએ એટલે જ્યારે મોત રૂપી કાસદ આપણને તેડવા આવે ત્યારે તેને માન આપી જવુંજ જોઇએ; નહિતર આપણે આપણા બાપ-ઇશ્વરને બેવફા થયેલા ગણાઇએ; આપણે ફકત અત્રે તેની રજાથી બે દિવસ મઝાજ કરવા આવ્યાં છીએ, અને ખરૂં પુછો તો એ મઝાજ આપણને ત્યાં જતાં અટકાવે છે. મગર જાણજો કે એ મઝાહ તંકલીદી ને નાપાયદર છે. એટલે એક દિવસે એ મઝાહ રાખ મિસાલ ઢગલો પુજો થઈ પડશે.—

Every thing is transient and nothing endures. There is birth and death, growth and decay, there is combination and separation. "The glory of the world is like a flower: it stands in full bloom in the morning and fades in the heat of the day."

આ ફાની જગે મનુષ્યોનું દિલ એટલું જાળમાં નાંખી દીધું છે કે, જ્યારે મોતનો પેગામ આવે છે, ત્યારે જવા આનાકાની કરે છે. હાલમાં દરેક કોમમાં જવાંન મૃત્યો એટલાં બધાં થાય છે કે, તેમના માત-પીતા ને સંગા સ્નેહી, તેમના વિયોગ માટે પોતાના આસું અટકાવી શકતાં નથી. આ વિષય બહાર જાહેરમાં મુકવાની મારી નેમ-હેતુ એટલોજ છે કે આપણા વાહલાં ગુજરનારનાં સ્નેહી ઉપર જે મુશ્કેલીઓ આવી પડે છે તે કંઇક દરજજે કમી થાય! અને દુઃખી જીગરને રાહત મળી પોતાની ગમગીનો પરડો ખસેડી શકે!

પ્રત્યેક મનુષ્યને રોશન તો હશે કે આ ફાની અવની આપણી પોતાની જન્મભુમી નથી. માત્ર, આપણે તો મોઝમઝા ભોગવવા, મુસાફરી કરવા, ફરજ અદા કરવા, યા પછી ગમે તે બોલો! પણ હમેશને માટે તો નહિજ!!! જ્યારે આપણને કકડીને ભુખ લાગે છે, ત્યારે આપણે ખોરાક શોધતાં ફર્યે. છીએ. ત્યારે તેવીજ રીતે આપણો આત્મા આ ફાની જગથી સંપુર્ણ અનુભવી થાય છે, ત્યારે પેટ ભરાવાથી મિનોઈ જેહાંનમાં જવા ઇચ્છે છે. અને ખરેખર ત્યારેજ તે આ ખાકી શરીર વચ્ચેનો સંબંધ છોડીને પોતાની સ્વભુમી યાને મિનોઇમાં પગ મુકે છે; જે વિષે આપણુ આગળ વાંચનાર છીએ.

મરનાર પાછળ રડવું એ કુદરતના કાયદાનો ભંગ કરવા બરોબર છે. રડવાથી આપણા હકમાં નુકસાન થવા ઉપરાંત તે મરનારને પણ થાય છે. કારણ જ્યારે તે મિનોઇ માર્ગમાં જવાની તઇયારી કરે છે, ત્યારે આપણે બીજી બાજુથી રડકકળ કરી તેનું ધ્યાન આ ખાકી જગા તરફ ખેંચીએ છીએ. આથી બહેતર માર્ગ એકજ છે કે તે વાહલાં ગુજરનાર તરફ માયા ને મોહબત બતાવી પવિત્ર ભણતરના માંથરો નાખવા જોઇએ. કારણ બંદગીના અવસ્તા શબ્દોની અસર તે રવાનને કઉવત આપી "મિનોઇ સૃષ્ટિનો માર્ગ" બતાવે છે, આ કારણથી મરનાર પાછળ રડવાનું ઢોંગી છે, એમ કેટલાક વિદ્વનોએ પુરવાર કરી આપ્યું છે.

પ્લુતાર્ક નામનો મહાન નર પોતાના એક શાસ્ત્રમાં લખે છે કે "મરનાર માટેની આપણી મહોબતની ઇધાણી તેને માટે શોક કે માહેતમ કરવામાં નથી, પણ તેની કીર્તી અને માન સાથે યાદ કરી વખાણવામાં છે. કારણ એક અશો મરનાર માટે શોકનું ગાયણ ઘટારત નથી, પણ તેની વખાણ ગાવી યોગ્ય છે. તેનાં ગુજર પામવાથી આપણને ગયલી ખોટની લાગણી ધરવા શોક કરતાં માન ભરી ભલી યાદથી જાળવી રાખવી જોઇએ. કારણ મરનાર, જેણે આ જગતમાં રહેવાનું બંધ કર્યું છે, ને હવે ખુદાઈ રોશનીમાં ભાગ લેતું બન્યું છે; જેથી ફીરેસ્તાઓને દલગીરીના આસું કરતાં ભલી દુવા સાથે મહોબતની માન ભરી યાદ સાથે અર્પણ કરવી જોઇએ."

જરા વધું તેમજ ધીરજથી ઉંડાણમાં ઉતરી જો આપણે એ બાબે વિચાર્યે તો ખુલ્લું માલમ પડશે કે મોત માટે વિલાપ કરવો એ આપણી પોતાનીજ અજ્ઞાનતા દેખાડીએ છીએ. અલબત, તે વાહલાં મરનાર તો આપણી ખાકી નજરથી હવે દુર પડયા છે, ને આપણા સમાગમમાં નથી; પણ એટલું યાદ રાખજો કે તે મિનોઈ–અણદીઠ જગમાં તો તે હયાતજ છે; જ્યાં તેમને આપણી બંદગી, ક્રીયાક્રામ, તેમજ આપણા સુવિચાર–વચન અને કામો પહોંચે છે. અપવાદ તરીકે, તમો એમ માનો કે તમારૂં એક ખેશી અત્રેથી પર મુલકમાં નોકરી કરે છે; ત્યારે આવી વેળા તેના વિયોગ માટે આપણે શા માટે તેના કાજે રડતાં નથી? કારણ આપણે જાણીએ છીએ કે તે હાલ આપણાથી જુદો છે, પણ

આ દુનિયામાં હજી હયાત છે. ત્યારે એજ રીતી મુજબ આપણા મરનાર માટેબી વિચારી ગમગીની દુર કરવી જોઇએ.

આ અવનિમાં એવું એક આદમી ન હશે, જેણે પોતાના વ્હાલાંને ખોયું ન હોય? આ અવનિમાં એવું એકાદ ઇનિસાંન ન હોય, જે પોતાના વાહલાંનો જખમ ભુલ્યો નહિ હોય? છતાં પણ જો તેમ ન હોય, તો ગઉતમ બુદ્ધની એક સુંદર દંત–કથા આપણને તે પુરી પડે છે.–

કીસા ગાતમી નામની એક સ્ત્રી, તંવગર મરદ સાથે પરણી થોડા વખતમાં તેણીને એક રત્ન પાકયું, ને નવ માસ પુરા થવા કેડે એક ખુબસુરત બેટાનો તેણીએ જન્મ આપ્યો. તે બાળક પાંચની ઉમંરે પહોંચવા અગાઉ ગુજર પામ્યું. પોતાના પ્યારાં બાળકની જુદાઇનો જખમ તેને એટલો લાગ્યો કે તેણી ઘેલી દીવાની બની રહી. તેણી ઘરેઘર પોતાના બાળકને જીવતુ કરાવવાના ઉપાય માંગતી હતી. કીસા–ગાતમીની આવી વર્તણુંક જોઈ એક બાઇને દયા આવી; ને તે બોલી 'બ્હેન જો તું ગઉતમ પાસે જસે તો તને તે કંઈ માર્ગ બતાવશે. નહિતર હમો તો કશું કરી શકીએ તેમ નથી.' બાઈના વેણ સાંભળી રઝળતી રવડતી તેણી ગઉતમ કને ગઈ, ને પોતાની હકીકતથી તેને વાકેફ કર્યો. વાત સાંભળ્યા કેડે ગઉતમ બોલ્યો, "બાઈ તારી વાત સાંભળી હું ખરેજ દલગીર છું. પણ મારે અત્રે જણાવુ જોઇએ કે જો થોડા રાઈના દાણા એક મૃત્ય વિનાના ઘરથી લાવી આપે તો કવચીત હું તારા બાળને પાછો સજીવન કરી શકીશ." ગઉતમના ફરમાવ્યા મુજબ તેણીએ ભીખ માંગી, પણ સર્વે કોઇએ તેની માંગણી સ્વીકારી નહિ ને જણાવ્યું કે–એવું એકબી ઘર તને મલવાનું નથી. આથી નિરાશ થઈ. ગઉતમ આગળ પાછી ફરી ત્યારે ગઉતમ બોલ્યા "હે બાઈ! તું આથી વિચાર કર કે મરણ વિનાનું એકબી ઘર કે ખુનું વટીક ખાલી છે?" ગઉતમના શબ્દો તેને અસરકારક જીગરમાં કોતરાયા જેથી ઘણીજ દલગીરી સાથે ને ન છુટકે, પોતાના એક પ્યારાં બાળને છેલ્લી મહોબતની કીસ કરી ભુમીદા કર્યું? અહા! મોત તું કંઈજ નહિ, પણ એક ઉંઘી આંખનો અમારો ચિતાર છે.

મરણ પછી જે માહેતમ કરવામાં આવે છે, એ ખરૂં જોતાં સ્વાર્થી છે. પણ એ સઘળું કમનસીબે કુદરતના કાયદાનું અજ્ઞાનપણું છે, અને તેથીજ મોત બાબે ઘણાંક જુદાંજુદાં મત આપણામાં છે. આપણે જાણીએ છીએ કે સર્વ કોઇ મોતને પાત્ર છે. સહેજ વારમા બાકી બદનમાંથી જીવ નીકળી ચાલ્યો જાય છે; ને કોઇનો ભરૂસો નથી. નેક યા બદ સર્વે મનુષ્યોને મોતને શરણે થવાનું છે. કારણ મોત કોઇને છોડતું નથી. અફસુસ કરી મોત, જેને ખુદા ચાહે છે; તેને જલદી તેડવા આવે છે. "Whom the Gods love die young." અને જેમ એક પંખેરૂ પાઉંનો ટુકડો લઈ ઉંચે ઉડી જાય છે, તેમ તે માનવીના બદનમાંથી 'જીવ' લઈ ઉડી જાય છે. "માટે ઓ માનવિ! તું ગફલતના ખ્યાબમાંથી જાગરૂત થા અને આ દુનીઆનાં કામોનું તું તોલ કરી લે. આદરબાદ મારેસ્પંદ પોતાના પંદનામાંની અંદર લખે છે કે-હરકોઈ માણસ આ દુનીઆમાં સો વર્ષની જીંદગી ભોગવશે, પણ છેવટે તેને ચિનવદ પુલ તરફ જવાનું છે તેનું કુટુંબ તેનાથી જુદુ પડશે, પણ તેણે જે નેકીનો અસબાબ ભાટીઆં તરીકે લીધો હશે, તે સાથે રહેશે. જ્યારે જીવ પોતાનો ખોરાક લઈ ઉડી ચાલ્યો જાય છે, ત્યારે તેનું કાલબુદ નકામું થઈ પડે છે, તેનું શરીર આત્માની શક્તિઓ નીકળી જવાથી દુ:ખદાયક બને છે, અને તેની વિંચાયલી આંખ પાછી ઉઘડતી નથી, તેનું દીલ હાલતું નથી. તેનાં ભાંગેલા હાથ પાછા આખાં થતા નથી. કારણ તે હવે તેના બાપ-પરમેશ્વરની પનાહમાં ગયો છે."

મોતમાં અચુક ભેદ સમાયલો છે; એક વેળા અશો જરથુસ્ત્ર,-મારા ગુરૂજીએ, ખુદા,-મારા પવિત્ર બાપથી મુરાદ ચાહી કે આ મોતને દુર કર; અને મને અમ્મર બનાવ. જો તું તેમ મને કરશે તો તારી દીન સર્વે સ્થળે ફેલાવીશ. ત્યારે મારા પવિત્ર બાપ બોલ્યા:- "ઓ સ્પીતમાન જરાથુસ્ત્ર! અગર જો હું તને અમ્મર કરૂં તો તુર બરાતુર જે બુરામાં બુરો છે, તે પણ અમ્મર થાય, અને જો તેમ થાય તો રીસ્તાખીજ કરવું બની શકે નહિં."

ઉપલા અપવાદથી જણાશે કે મોતમાં આ મોટો ભેદ સમાયલો છે. માણસ મરણ પામ્યું એટલે હંમેશનું જતું રહ્યું એમ દેખાતું

નથી; આપણી આ જીંદગી એક એવા પ્રકારે ચાલુ છે, જે આપણી જીંદગીની દોરીના છેડાને લંબાવે છે. આપણી હઇયાતીમાં જેમ ખુદાનો ઉપકાર માનવાની જરૂર છે; તેમ મરણ પછી પણ તેનો આભાર માનવાનું છે; એટલુંજ નહિ પણ જીવતી કે મુએલી બંન્ને હાલતમાં તેનાં હોકમ બજાવાના છે. આત્મા અમ્મર છે; એટલે તેના પર સંપુર્ણ વિશ્વાસ રાખવો જોઇએ. તેની સાથે મળી કામ લઈ જ્ઞાન મેળવવું જોઇએ. એક વિદ્વાનના શબ્દો વાજબીજ છે કે:—

"Then what is life!"

"'Tis but a trial all must undergo
To teach unthankful mortal how to prize
That happiness vain man's denied to know
Until he's called to claim it in the skies."

અગાઉ મોતથી ઘણાંકો બ્હીતાં હતાં, પણ હાલમાં પશ્ચીમ દેશનાં વિદ્વાનોએ જાહેર અખત્રા કરી તે બ્હીક દુર કરી છે. જેઓ તંવગરો છે, તેમને ખસુસ કરી પોતાની દોલતને લીધે જીવ આપવા ગમતો નથી. જ્યારે રૂસ્તમ પહેલવાન મરણ પામ્યો ત્યારે ફીરદુસી કવિએ એજ બાબદ પર વિલાપ કર્યો કે ઓ! એક વારના પહેલવાન! લોખંડી બખ્તર ધરાવનાર આદમી તારા આ શી હાલ? અહા! કુદરતનો કાયદો રાસ્તજ છે કે ધુળ ને લોખંડ એકજ પ્રકારે ધુળમાં મલવાના છે. હજારો સંખ્યામાં મૃત્તીઓ ભાંગી હજારોને લુટી પેદા કરેલો પઇસો પણ માત્ર મોતનાજ એક ફટકાથી સદાનો નાશ થાયછે. મહમદ ગીજની જ્યારે મરવા સુતો, ત્યારે તેણે તે ઘડી પોતાની સઘળી દોલત પોતા આગળ મુકાવી અને જ્યાં સુધી પ્રાણ ગયો ત્યાંસુધી તે દોલત જોયા કરી.

સેંકડો આશાવંત જીવડાંની કતલ કરી, દર્યાના પાણી માફક લોહીની ધાર વહેનાર, અને આખી જગતને પોતાના હવાલામાં લેનાર મહાન સીકન્દર પણ માત્ર મોતનાજ ફટકાથી સર્વસ્વ ગુમાવી બેઠો. એક વેળા સીકન્દર મોટી જીત મેળવી આવતો હતો, તેટલાં તેનો અચુક જીવ બગડી આવ્યો. ઘડીપર શાંત બેઠા પછી તેને લાગ્યું કે મોત નજદીક આવ્યું છે; એટલે તેણે પોતાની માતા પર નીચલું કાગળ તુરત લખ્યું.—

મારી પાયદસ્ત વખતે મારા બન્ને હાથો પહોળા રાખજો ને મુઠી ઉંઘાડી રાખજો. કારણ મારી રઈયત મને જોય કે જીવતા જીવત મેં સર્વે જીતવાની મોંહ કરી, પણ હવે જતી વેળા જેમ હું ખાલી હાથે આવ્યો હતો તેમ ખાલી હાથેજ જાઉ છું.

સીકન્દરના આ કાગળથી અલબત તેની માવતરે તેમજ કર્યું. ને સીકન્દર ખરેજ રસ્તામાં મરણ પામ્યો.

## મનુષ્યના શરીરનું બંધારણ.

"Khayyam! thy body surely resembles a tent;
The Soul is Sultan and the halting place is the perishable world.
The ferrash of fate preparing for the next halting place.
Will over-throw this tent when the Sultan has arisen."

અર્થ:—"તારૂં ખાકી બદન એક તંબુની મિસાલ છે, તેમાં જાયજ રહેલો આત્મા એક પાદશાહની મિસાલ છે. અને તંબુમાં રહીને ઉતારો લેવાની જગ્યા તે આ ખાકી દુનીઆ છે. જ્યારે ખાકી બદનમાંથી (એટલે તંબુમાથી) આત્મા (એટલે તંબુમાં રહેલો પાદશાહ) બીજી દુનીઆમાં જવાની તઈયારી કરે છે, ત્યારે આ તંબુનો નાશ થશે"

મનુષ્યનું શરીર તબીબી વિધા પ્રમાણે માસ હાડકાં અને લોહી; ઉર્ફે આતશ, હવા અને પાણીના પદાર્થોથી બનેલું છે. જેઓ શરીરને ટેકવી રાખી ચાલતું હાલતું માણુસને રાખે છે. હવે એક માણુસ જ્યારે મરણ પામે છે, ત્યારે આ સઘળું પોતે અસલ સ્વરૂપમાં જેમ હતું, તેમ થઈ જાય છે; અને આવી રીતે અસલ રૂપમાં મળી જવાથી કાલબુદ એકલું પડી જાય છે. પણ અત્રે એટલું યાદ રાખવાનું છે કે

એક ચીજ જે આપણા શરીરમાં છે તે કદિ નાશ પામતી નથી. આવી અમર્ગી શકિતને અવસ્તામાં ફ્રવશી યા ફ્રોહર, સંસ્કૃતમાં આત્મા અને ઇંગ્લીશમાં Soul (સોલ) નામે ઓળખેલી છે. જે વિષે આગળ વધવે જણાશે.

આજની સદીના કેટલાક ફીલસુફોએ, પોતાના સીદ્ધાંતથી શરીરને સાત તત્વોશી બનેલું જાહેર કર્યું છે. એ સાત તત્વો માત્ર સમજ દાખલ છે, પણ આપણે તો અંતકરણમાં એક લેખ કોતરીજ રાખવાનો છે કે :–"When thy turn comes do not utter lamentations. Drink wine gaily for it has come to be thy turn." "આસમાનનું ભેદી ચક્કર જેની અણદીઠ ઉંડાઇને કોઇ જાણી શકયું નથી, તે જયારે તારા ઉપર નજર ફેંકે ત્યારે યાદ રાખજે કે "એક પ્યાલો" તને પીવો પડશે, કે જે વખતના વહેવા સાથે તારા કીસમતમાં લખેલોજ છે." "There is a cup which in due time, they will cause all to drink."

મહાન. ફીલસુફો અને ખોદાનાક્ષીમાં આગળ વધેલા ચેલાઓ તરફથી મનુષ્યના સાત તત્વોની આપવામાં આવેલી તસ્વીર નીચે મુજબ છે:—

(ચાર ભાષામાં)

| | અવસ્તા | ગુપ્ત ફીલસુફી | સંસ્કૃત | અંગ્રેજી |
|---|---|---|---|---|
| ઉંચાં | ૧ ફ્રવશી | ફ્રોહર | આત્મા | Spirit |
| | ૨ બઓધંગ | નફ્સે મિનોઈ | બુદ્ધિ | Spirit-Soul |
| | ૩ ઉર્વાન | નફ્સે ઇનસાની | મનસ | Human-Soul |
| નીચાં | ૪ તેવીષી | નફ્સે હેવાની | કામરૂપ | Astral Body |
| | ૫ ઉશ્તાન | જાન | પ્રાણ | Prana |
| | ૬ કેહપંમ | કાલબુદ | પ્રાણ શરીર | Etheric Body |
| | ૭ તનવસ | ખાકી શરીર | સ્થુળ શરીર | Physical Body |

### (૧) તનવસ યાને ખાકી શરીર.

ખાકી શરીરને અવસ્તામાં 'તનવસ' તેમજ સંસ્કૃતમાં 'સ્થુળ શરીર' નામે ઓળખે છે. જયારે ગુજરાંતીમાં 'ખાકી શરીર' નામે ઓળખાય છે.

સ્થુળ શરીર એ આપણી હઈયાતીમાં સર્વથી શ્રેષ્ઠ ભાગ ભજવે છે. કારણ બાકી શરીર વિના એકબી ચીજ તૃપ્ત કરી શકાતી નથી. સ્થુળ શરીર એ એક બારિક જીણા રજકણથી બનેલો ભાગ છે. આંખ, કાન, મોં, જીભ અને ત્વચા આ પાંચ ઇંદ્રીઓ સ્થુળ શરીરને ઘણી કીમતી છે, કારણ બાકી શરીરને વધુ વખત ટેકવવા માટે એ પાંચ ઇંદ્રીઓ ચાલુ ઘડીઆળ માફક કાર્ય બજાવે છે. અને એટલાજ અર્થે સ્થુળ શરીરને બીજા કોઇ ભાગ કરતાં વધારે અગત્યનું ગણેલું છે.

(૨) **કહેર્પસ** યાને **હવાઇ શરીર.**

હવાઈ શરીરને અવસ્તામાં કહેર્પસ કરી કહે છે, અને સંસ્કૃતમાં લીંગદેહ નામે ઓળખે છે. હવાઈ શરીરને કેટલીક વેળા સુશ્મ શરીર, આકાશી શરીર, આકાશી બોડી, વાયુ કાલબુદ વગેરે કહે છે.

હવાઈ શરીર એ શુક્ષ્મ પદાર્થથી બનેલો એક ભાગ છે. જે આપણી પાંચ ઇંદ્રીઓ પર ફાવી શકતી નથી, કારણ મનુષ્ય પોતે તેને પોતા પર ફાવવા દેતી નથી. જેઓ હવાઇ શારીરને સારી રીતે પીછાણે છે, તેઓ ગુપ્ત જ્ઞાન મેળવી શકે છે, જે જ્ઞાન મોત સુધી તેમના ભેંજામાં કાયમ રહે છે. પ્રત્યેક મનુષ્યમાં એ હવાઈ શરીર છે, પણ મનુષ્યો, તેને કેમ કેળવવું તેથી બીનવાકેફ હોવાથી સઘળાં લોક તેની લેહ ચાખી શકતાં નથી, ઉપરાંત કુદરતનો ભરમ જે આજે આપણી સનમુખ અંધકાર માફક વ્યાંપી રહયો છે; તે પણ પિછાણવાને આપણે અશક્ત છીએ.

(૩) **ઉશ્તાન** યાને **પ્રાણ** અથવા **જીવ.**

કુદરતના કાર્યમાં દીઠામાં આવતી દરેક સજીવ ને નિર્જીવ પ્રાણી યા પદાર્થમાં અમુક નાનો યા મોટો 'જીવ' છે, એટલે કે આપણા દિઠામાં આવતી હરેક વસ્તુ ને પ્રાણી એ સઘળુ 'જીવ' કહેવાય છે. કારણ પ્રત્યેક પ્રાણી કે પદાર્થ 'જીવ'નો અમુક થોડો કે ઘણો ભાગ ગ્રહણ કરે છે જ્યારે બાકી બદન નાશ પામે છે; ત્યારે આ 'જીવ' એક જાંબુડાં રંગની ધુંઘમાં બહાર નીકળી 'ઈથર'માં ભળી જાય છે; જેને આપણે 'મોત' તરીકે કહી શકીએ છીએ.

## (૪) તેવીષી યાને કામરૂપ.

બાકી શરીરમાં આ ચોથું તત્વ ઘણો અગત્યને ભાગ ભજવે છે, કારણ મનુષ્યની સઘળી બુરી કે સારી વાશનાઓની ઉત્પત્તીનું મુળ સ્થાંન એ 'કામરૂપ' છે. આ તત્વ બીજાં તત્વ કરતાં વધારે તકલીદી હોવાથી મનુષ્યને પણ તે તકલીદીજ વસ્તુ તરફ ખેંચે છે. માટે આપણુ હરેક મનુષ્યની ફરજ છે કે ઇચ્છાને આધીન ન થતાં મનનેજ આપણા કાબુમાં લેવું; અને નહિતર, એક કહેતીના મુજબ "Command your temper, lest it commands you."

કામરૂપ તત્વને બહુ ચપળ ગણેલું છે. કારણ જેમ પઇસો આજે છે, ને કાલે નથી, અને આવી રીતે તેનો કંઈ ઢંગ ધરો નથી; તેમ કામરૂપનો કંઈ અમુક એવો કાયદો નથી કે આ રાહે ચાલવું. પણ એક બાજું સારા વિચાર કરેચ, તો બીજી બાજુ તંરત બુરા વિચાર પણ કરે છે. માટે જેમ બને તેમ તેને તાબામાં રાખતાં શીખવું જોઈએ, પણ કમનસીબે જો ઇનસાને તેને પુરતું ઉ-તેજન આપ્યું; તો અફસોસ! જેમ આ અવનિમાં સારામાઠા ફ્રેન્ડ સાથ દોસ્તી બાઝે છે, તેમ તેવાં આદમી અને કામરૂપ તત્વ આ બંનેને સારી દોસ્તી પડે છે. છેવટે આ દોસ્તીનું પરિણામ એવું આવે છે કે જ્યારે તે ઇનસાન મરણ પામે છેઃ તો એ તેનો પીછો છોડતું નથી, જેથી જેમ જેમ મનુષ્ય તેનાં સંબંધમાં આવતું જાય છે, તેમ તેમ વધારે ને વધારે દુઃખી તે બનતો જાય છે, વળી આવી ધાડી મીત્રાચારીથી તે ઇનસાન આજ અવનિમાં પોતાનું સુખદુઃખ બીજા જન્મો માટે બનાવે છે. જે એક ટેવના રૂપમાં અંતે જન્મ વેળા પ્રકાશે છે.

## (૫) ઉર્વાન યાને મનસ.

આગળ વાંચી આવેલા ચાર તત્વો કરતાં આ પાંચમું તત્વ જુદાજ પ્રકારનું છે કેમકે પ્રથમ વાંચેલા તત્વો એક માણસ જ્યારે મરણ પામે છે; ત્યારે સાથેજ નાશ પામે છે; જ્યારે પાંચમાંથી કે સાતમા તત્વ સુધીના સઘળા તત્વો અમ્મર યાને મરે નહિ એવાં

છે. આ પાંચમાં તત્વને સંસ્કૃતમાં વિચાર–શક્તિ, અને ઇંગ્લીશમાં Human Soul ( હ્યુમેન સોલ ) નામે ઓળખે છે.

મિનોઇ સૃષ્ટીમાંથી જે રવાંનો આ દુનિયામાં ફરી જન્મ લેતાં નથી; તેવાં રવાંનો આ પાંચમાં તત્વને સારી રીતે પીછાણે છે. કારણ જે રવાંનોએ બહેસ્તનો પાંચમો તબકકો અનુભવ્યો છે તેમને આ ફાની અવનિનું ભાન રહેતું નથી. જ્યાં સુધી મનુષ્ય હયાત છે, ત્યાંસુધી વિચાર–શકિત મનુષ્યોને હરેક પ્રકારે બુરાં કામ કરવા લલચાવે છે. આથી જેઓ નબળાં મનનાં છે, તેઓ વિચાર શકિત ઉપર આકર્ષાઇ કૃત્યો કરે છે; જેનું ફળ તેમને માઠું સીવાય બીજું કાંઇ મળતું નથી. ને ઘણી વખતે નાપાયદર સ્થિતીમાં આવી જાય છે. પણ એથી ઉલટું માત્ર ખુદાનેજ દોસ્ત તરીકે માને છે, ને વિચાર. શકિતના ખ્યાલી તર્ક પર ધ્યાન આપતાં નથી, તેજ ખરેખર! આ અને પેલી અવનિમાં સુખી છે.

(૬) બઓધંગ યાને બુધ્ધિ.

આ છઠ્ઠાં તત્વને અવસ્તામાં બઓધંગ, અને સંસ્કૃતમાં આત્મીક બુધ્ધિ, તેમજ ઇંગ્લીશમાં Spiritual Soul નામે ઓળખાય છે.

બુધ્ધિ એટલે અકકલ! જેની ઉપર બહમન અમશાસ્પંદ મવકલ ફીરેસ્તો છે. બહમનનો ખરો અર્થ વોહુમન એટલે ભલુંમન કરીને થાય છે; જે મનુષ્યના જ્ઞાનને અકકલ પર સરદારી ભોગવે છે. જેઓ મિનોઇ જ્ઞાનમાં આગળ વધેલાં છે, તેમના સુખ માટે મિનોઈમાં બેહસ્તનો છઠો તબકકો મુકરર થયેલો છે.

ખાકી શરીરમાં સઘળા તત્વો સરખે અંતરેજ પેદાં કરેલાં છે; જેથી બુધ્ધિના તત્વને ચેતન કે જડ રાખવી એ માણસના પોતાના પર આધાર રાખે છે. બુધ્ધિ સદ કેળવણી તરફ આકર્ષાઇ જો નેક કાર્ય કરશું, તો તે પિતા–અહુર મજદના અંગમાં ભળી જઈશું, પણ એથી ઉલટું જો બુરે માર્ગે ચાલી બુધ્ધિને બુરે માર્ગે ખેંચશૂં તો હરેમનના કંગાળ રૂપમાં ભળી જઈશું, યાને તેનાં જેવાં આપણે બની શકીશું.

## (૭) ફ્રવષી યાને આત્મા.

મનુષ્ય પોતે જે ચાલી હાલી શકે છે એ હઇયાતી છે, અને તે હઇયાતીને ચાલું રાખવા આપણામાં જે કુદરની શકિત છે તેને આત્મા કરી કહે છે.

મનુષ્યનું શરીર નાશંવત છે, પણ આત્મા રૂપી જે તત્વ છે તે અમ્મર છે. આત્માને કેટલીક વાર ફ્રેરોહર યા ફ્રવષી ને ઇંગ્લીશમાં સોલ (Soul) કરીને પણ ઓળખે છે.

જેમ ખુદાને રંગ કે આકાર નથી, તેમ આત્માને પણ નથી. આત્મા એ એક ખુદાના અંગનો એક ભાગ છે એક ખુદાઇ અંશ છે. આત્મા અણદીઠ છે, જેને સાધારણ મનુષ્યો પીછાણી શકતાં નથી. આત્મા પ્રત્યેક મનુષ્યોમાં સરખે અંતરે છે, જે છઠાં તત્વ મારફતે ખાકી શરીરમાં પ્રવેશ થઈ આખા શરીરમાં વ્યાપી રહે છે.

એકજ સ્થળે ઠરીઠામ રહેવાનું કામ આત્માને નથી; પણ તે નિત્ય જુદાં જુદાં ખાકી ખોખાં–શરીરમાં જન્મો લઇને નવો નવો અનુભવ મેળવે છે. સંપુર્ણ જાતનું બહોલું ગ્નાન. સર્વે ગેબી શકિતઓ સંપાદાન કરી, છેવટે પોતાના અસલ સ્વરૂપ–અહુરના અંશમાં ભળી જવું; એ આત્માના પ્રતાપ છે! આવી શકિત તે આત્મા છે!!! જગત હોય ત્યારે પાછું આવવું, અને જગત ન હોય ત્યારે પાછું પોતના સ્થાંન–અહુરમજદમાં ભળી જવું; એ કામ આત્માનું છે!

પ્રથમ એક બાળક તદ્દન અભણ હોય છે, પણ જેમ જેમ વખત વહેતો, જાય છે, તેમ તેમ તે ગ્નાની બનતું જાય છે, અને જ્યારે સંપુર્ણ ગ્નાંનથી તે વાકેફ થાય છે, ત્યારે તે આદમી નહિ પણ ફીરેસ્તો બને છે. કારણ માણુસ માત્ર ખુદા રૂપી એકજ ઝાડની ડાંખળીઓ છે, એટલે તેમનું છેવટનું સ્થાંન પણ એકજ છે!

આટલા શબ્દો છતાં આત્માની અમીરાઈ–તેની ઉંચી તોખ્મ સંપુર્ણ સમજી શકાતી નથી. પણ પશ્ચીમ દેશના વિદ્રાનોએ તેને

Divine Spirit યાને ખુદાઈ શકિત નામે પિછાણેલો છે. આ શકિતને કેળવવાથી છેવટે ઈશ્વરને–પરમાર્થમાંને મળી શકાય છે.

ખુદા–ઈશ્વર એ એક વહેતો ઝરો છે; અને આત્મા તે ખુદાઈ રૂપી ઝરાનું એક ઝરણુ છે: ખુદા તે એક ઝાડ છે, ને આત્મા તે, તે ઝાડની ડાંખળીઓ છે. પરમાર્થ તે એક સુંગધી ફુલ છે; ને આત્મા છે, તે, તે એક ખુદાઈ–પરમાર્થ રૂપી ફુલની પાંખડીઓ છે. જેમ મનુષ્યનો પડછાયો તેનાથી જુદો પડતો નથી, તેમ ઈશ્વરને આત્મા રૂપી થયલો મનુષ્યનો પડછાયો કદિભી છુટો પડતો નથી. ગમે ત્યારે પણુ તે (આત્મા) તેનો (પરમાર્થમાંને) શોધી શકશે; ને છેવટે એકજ થશે. માટે આત્માની વૃધ્ધિ શોધતાં રહો. કારણ તે આપણને આપણા બાપ–પરમાર્થમાંને ભેટવા ઉપયોગી હઠીયાર જેવું છે.

## મોતની વ્યાખ્યા, અને ચીનવદ પુલનું અલંકારીક બ્યાંન.

'મરણ' એ શબ્દનો અર્થ, માણસ માત્રના આત્માનું બીજા રૂપમાં બદલાઇ જવું કરી થાય છે. જ્યારે એક ઇનસાનના ખાકી શરીરમાંથી તેનો રૂહ–આત્મા નીકળી જાય છે; તે ક્રીયાને મોત કહે છે. ખાકી શરીરમાંથી જાણુડાં રંગની અંદર જે પદાર્થ નીકળી જાય છે, તેને મરણ અથવા મોત કહે છે. મોતની આટલી વ્યાખ્યા છતાં તેનો શંપુર્ણ અર્થ સમજી શકાતો નથી. આ અવનિમાં કુદરતના કાર્ય બજાવવા, અને આત્માને અનુભવવા જન્મ લીધેલા શરીરનું નાશ થવું, તેનું નામ તે મોત!

મોત એ જાણે કયે ભવનો મોટો દુશ્મન હોય, તેમ મનુષ્યો તેમાથી મોટો ત્રાસ પામે છે. પણ તેઓએ જાણવું જોઇએ કે મનુષ્યનો આત્મા અમ્મર છે, એટલે માણુસ મરણ પામતું નથી; પણ માણસના ખાકી શરીરનું મરણ થાય છે. મનુષ્યોનું ખાકી શરીર તે એક ઘડીયાળનું બહારનું ખોખું છે, ને શરીરમાં રહેલો આત્મા, તે

ઘડીયાળના સંચા જેવો છે. ઘડીયાળ પર લાકડી મારવાથી, ઘડીયાળનો બહારનો ભાગ નાશ પામશે, પણ અંદર જે સંચો છે, તે આ ઘડીયાળના બહારના ભાગ સાથે નાશ પામતો નથી, પણ તે પોતાના બચાવ સર્થે છુપાઈ રહી સલામત રહે છે; જે સહીસલામત સંચાને પાછું ઘડીયાળના રૂપમાં બનાવે છે, ત્યારે આવીજ રીતે અત્રે માની લ્યો કે મનુષ્યનું શરીર જે ઘડીયાળનું બહારનું ખોખું છે, અને આત્મા, તે, તેના સંચા જેવો છે. હવે જ્યારે ખાકી શરીર પર મોત રૂપી લાકડી વાગે છે, ત્યારે તે શરીર નાશ પામે છે; પણ સંચા રૂપી આત્મા તેની દહેસતથી ગભરાઇ બહાર નીકળી જાય છે. જે મિનોઈ સૃષ્ટિમાં, તેનાં પેદા કરનાર અહુરને ખબર કરવા જાય છે, આવી ભેદી ક્રીયાને મોત કહે છે.

પણ ત્યારે આપણો આત્મા જે બહુ આગળ જતો રહયો, તેનું શું થયું? અહા! તેજ આત્માં તે માણુસ છે! જે નેકીની કે બદીની થાળ મિનોઇમાં લઇ જઈ મરણ પછીની હાલતમાં પ્રવેશ થાય છે. આ હાલત બે પ્રકારની છે: એક સુખવાળી જેને બેહસ્ત, ને બીજી દુઃખ-વાળી જેને દોજખ કરીકે કહે છે. હાલ એ બાબદ આપણે વાસ્તવીક રીતે ખુલાસાથી વાંચીશું, પણ તે અગાઉ મોત બાબે કંઇ વધુ જાણવાની આપણે તજવીજ કર્યે!

અહા! તે સુખી આત્મા, જે હાલ મોતને કાંઠે, મોતની પુર નિંદ્રામાં નરમ બિછાણા ઉપર, છેલ્લો શ્વાસ લેતો પડેલો છે; તે જોઈ આપણી કોમળ આંખો કેવી આંસુથી ભિંજાય છે? અરે? તેને પાછું ફરતું જોવાને આપણી નિજ્ઞાસા કેવી ઉશ્કેરાય છે; પણ ખલાસ! જ્યાં જીંદગીની જોટ બળી રહી એટલે જગતની નામાંકીક દવાઓ પણ મોતના જખમ પર નકામી છે!

તે સુખી આત્મા! જે મોતના બિછાણા પર પોતાના જીવ આખેર કરવાની અણી ઉપર હોય છે; તે એવા ઘણુાંક ખુશ્નુમા સ્વપ્ન જુએ છે; પણ તેનાં આતુરમંદ-તેને જીવાડનાર તેના જીવતાં ખેશી તેના વિયોગ પર હડકકળ કરી તે સુખી સ્વપ્નમાં તેમને ખલલ કહે છે. મોતની પુર નિંદ્રામાં પડેલો તે આત્મા એક ખ્યાલી સ્વપ્ન જુએ છે,

જેમાં તે બચપણાથી કે પોતાની હાલની જીંદગી સુધી જે જે સદ–કે બુરાં કાર્ય કર્યાં છે, તે જોતુ રહેલું છે. એક ભલો આત્મા! જે પોતાની રૂડી કરણીથી મિનોઇ સુખની મઝાહમાં આનંદ મેળવી હર્ષ પામે છે, જ્યારે એક બુરો આત્મા, જે પોતાની બુરી કરણીથી મિનોઈ દુઃખની દેસમાં પોતાને સબડતાં જુએ છે; ને જતી વેળા પણ દુઃખથી દલગીર બને છે.

જેમ જેમ વખત વહેતો જાય છે, તેમ તેમ આપણી ઉમીદ ઝાંખી થતી જાય છે, તેમ તેમ તે વાહલું જે હાલ મોતની ગોદમાં ચંપાયલું છે, તે જવાની તઇયારી કરે છે. જીવ તેનો એકદમ જતો નથી; પણ સઉથી પ્રથમ તે જાંબુડાં રંગની ધુંઈ તે મરનાર માણસના પગના અંગુઠા આગળ જરા જરા કરી પહોંચે છે. અને છેવટે સર્વે ધુંઇ એકઠી થઈ તે મરનાર માણુસનાનીજ આકૃતીના જેવો રૂપ લેય છે, અને તે મરનારની સાંમે અતરંગ હવામાં અધ્ધર ઉભું રહે છે. છેવટે તે ધુંઇ જેમ જેમ વખત જાય છે, તેમ તેમ પાતળી થતી જાય છે; ને છેવટે એક પાતળા તારના રૂપમાં બની વળી સહેજ દુર જઇ પગનો થોડે દુર જાય છે, જે પછી તેની થોડીજ વારે તે તાર અંગુઠામાંથી તુટી જાય છે. અને તે માણુસ પછી આત્મા વિનાનું ખાલી ખોખું પડી જાય છે.

આત્મા નિકળ્યા પછી, ખાકી શરીરને કંઇપણ રીતે આત્મા, કે આત્માને ખાકી શરીર ઉપયોગી નથી. ત્રણ દિવસ સુધી આત્મા આ જગાનીજ હદમાં રહે છે, જે ત્રણ દિવસો સુધી તે રવાનની પાસબાની સરોષયજદ કરે છે. અને આજ કારણથી આપણા જરથોસ્તી શાસ્ત્રમાં એક રવાનના પહેલાં ચાર દિવસો સુધી સરોષ સંબંધી ચાલુ ક્રિયા થાય છે. જે ક્રિયા તે રવાંનને હિંમ્મત ને કઉવત સમાન ઉપયોગી હથ્યારે સમાન થઇ પડે છે. આ ત્રણે દિવસો સુધી તે રવાંન સરોષની પનાહમાં રહે છે ખરૂ, પણ એ ત્રણે દિવસો સુધી તેનું આકર્ષણ આ જગત તરફજ ઢલેલું હોવાથી; જે સ્થળે તે રવાનનું માથું મુકેલું હોય છે, તે સ્થળે તેનો આત્મા ભમ્યાં કરે છે; અને વિચાર શકિતથી પોતાને આ અવનિમાં પાછું આવવા ઇચ્છે છે.

આવી રીતે ત્રણ રાત ગુજાર્યા પછી ચાહરૂમની બામદાદે એટલે ચોઠે દિને તે અહુરમજદની સન્મુખ જાય છે, જેથી ચાંહારૂમની બામદાદનો વખત રવાંનના લાભાર્થે બહુ કીંમતી ગણેલો છે, કારણ તે વેળા તેનાં સારાં કે બુરાં કામનો તોલ થાય છે. આ અવનિમાં ઇન્સાફ આપવા જેમ કોર્ટમાં જજ બિરાજે છે, તેમ તે અવનિમાં ઇન્સાફ કરવા રશ્ને–રાસ્ત અને મહેરે–મહેર યજદો તે રવાંનને ઇન્શાફ આપવા જજ તરીકે બિરાજે છે. મહેરયજદ માટે એવું કહેવાય છે કે ઇન્સાફનો મિનો છે. જે પોતાના હાથમાં એક ત્રાંજવું લઈ બેસી રહે છે. મિનોઇ અવનિનો ઇન્સાફ તદન કાચ્ચ કરતાં પણ ચોકખો ને સ્પષ્ટ છે, એમ બતાવવા ગાથામાં જણાવ્યું છે કે સવાબનું પલ્લું રતિભારભી નમ્યુ તો તેને સુખ, અને ગુનાહનું પલ્લું સવાબ કરતાં જો નમ્યું તો તેને દોજખ યાને દુઃખ મળે છે.

• • •

અલંકારીક રીતે એવું કહે છે કે આ ફાની અવનિ અને પેલી મિનોઈ અવનિ વચ્ચે એક પુલ છે જેને ચીનવદ એટલે "ભલું યા બુંડું–ચુંટી કહાડનાર પુલ" તરીકે ઓળખે છે. બામદાદે એક રવાંનને આ પુલ પસાર કરવો પડે છે. કારણ ઘર ઉપર ચઢવા જેમ સીડીની ઉપરથી આપણે જઇએ છીએ તેમ મિનોઇ જેહાનમાં દાદર યા સીડી રૂપે ચીનવદ પુલ છે; જે પુલના ઓળંગવાથી ગરોથમાન યાને ખુદ ખુદાના સ્થાંનમાં જઇ શકાય છે. જે રવાંન ભલું છે, તે આ પુલ કંઇબી હરકત વિના પસાર કરી જાય છે, પણ એક બુરૂ રવાંન તે પુલ પસાર કરી શકતું નથી. કારણ જેમ ઘરની સીડી પરથી પગ લપસવાથી ગોલાંટ ખાઇ નીચે પડી જઇએ છીએ, તેમ તે બુરૂ રવાંન તે પુલ પરથી પોતાની ફરજમાંથી લપસી જવાથા નીચે પડી જાય છે. જે રવાંન ચીનવદ પુલ પસાર કરે છે તેને અવસ્તામાં રવાંન બોખ્તગી યાને રવાંન છુટકારો પામ્યો એમ કહેવાય છે. વળી જેમનાં કામો સમાન્તર એટલે ભલાં–બુડાં સરખાંજ હોય છે, તેવાં રવાંનો હમેશ–ગાંનમાં જાય છે, જ્યાં તેમને સુખ દુઃખ પણ સમાંન્તરજ હોય છે; પણ આ બંન્ને સ્થિતીથી ઉલટું, જે રવાંન તદ્દન પાપી હોય છે, તે ચીનવદ પુલ પરથી પડી જાય છે.

ચીનવદ પુલનું બીજું અલંકારીક બ્યાન એવું છે કે, જ્યારે એક મનુષ્ય મરણ પામે છે, ત્યારે તેને ચોઠી બામદાદે આ દુનિયાનાં કરેલાં કૃત્યનો જવાબ આપવો પડે છે. એક રવાંને જો નેક કાર્ય કર્યાં હોય, તો તેની સનમુંખ એક ખુબસુરત નારી તેને લેવા આવે છે. આવા આનંદી દેખાવથી તે રવાંન ખુશી થાય છે. અને પુછે છે કે તું કોણ છે? ત્યારે તેણી તે રવાંનને જવાબ આપે છે કે, "હું તે, કે જે તારા **કામની મૂર્ત્તિ** યાને કેરદાર છું." આ પછી તેણી ને રવાંનને હાથ પકડી બહમન અમશાસ્પંદ સન્મુખ લઈ જાય છે. આ મુસાફરી દરમ્યાંન તે રવાંનને એવો સુગંધી વાસ ને પવન આવે છે. કે જેવો પવન તે રવાંને આ જગમાં કદિબી અનુંભવ્યો હોય? આ પછી બહમન અમેશાસ્પંદનું સોનેરી તખ્ત તેની નજરે પડે છે. બહમન અમશારપંદ તે રવાંનને આવતું જોઈ પોતે પોતાના તખ્ત પરથી નીચે ઉતરે છે, અને તેને ઘટતી બેઠક આપે છે. અને કહે છે—"

**ઓ અશો માણસ! તું ભલે અહિં પધાર્યો? તારાં મુબારક પગલાં ભલે અત્રે આવ્યાં! દુનીઆની તમામ લાલચો, અને સુખો તરછોડી તું અહિં અમારી ગોદમાં આવ્યો એ અમારાં ને તારાં શુભ ભાગ્ય?**

હવે એક પાપી રવાંનના બાબમાં આથી ઉલટુંજ બને છે. એક ખુબસુરત ઓરતને બદલે કદરૂપી કન્યા આવે છે, જેને એમ પણ કહી શકાય કે તે બુરી પેદાયશમાંથી બનેલી એક આકૃત્તી છે. વળી સુંગધી પવન બદલ એવી ખરાબ કીસમનો પવન આવે છે, કે તેવો ખરાબ વાસ તે રવાંને આ ધર્તીપર કદિ સુંઘ્યો હોય આવા બનાવથી તે રવાંન ભયભીત બને છે, અને પુછે છે કે તું કોણ છે? ત્યારે તેણી જવાબ આપે છે કે—ઓ પાપી તું બીહે છે શા માટે? હું કોઈજ નહિ, પણ તારા બુરાં કામની કેરદાર છું. ફાની જગમાં તેં કરેલાં કૃત્યોનો આ ફેજ છે.

આ પછી જેમ બહમન અમેશાસ્પંદ અશો રવાંનને સારો આવકાર આપે છે, તેમ એક પાપી રવાંનને હરેમનનો સરદાર કહે છે.

**ઓ બદ ખસલતી આદમી! અહુરમજદનું નીમક ખાઈ તેં મારી તરફેણ શા માટે ખેંચી? નહિંતર તારો આવો હાલ થતે નહિ!!**

ટુંકમાં જો ત્યારે આપણે બહેસ્તનું સુખ ભોગવવા ઇચ્છતાંજ હોઇએ તો આપણે આપણું વાતાવરણ શુદ્ધ રાખવું જોઇએ. **હુંવસ, ધિક્કાર, કિનો, ઘાટકીપણું, ગુસ્સો જુઠ્ઠાઈ અને હેવાનીયત ખવાસ,** આ દુર્ગુણો જ્યાંસુધી નાશ પામે નહિ ત્યાંસુધી આપણે મરણ પછી શ્રેષ્ઠ જીંદગી ગુજારવા માંગીએ એ મુર્ખાઇ છે. જે માણસ હૈયાતીમાં અશોઇનો તરીકો જાળવે છે; તેઓને બહેસ્તના દ્વાર જલદી દેખાય છે; પણ જેઓ બુરાં છે, તેઓ એ દ્વાર જોઈ શકવા કરતાં દોજખના દ્વાર પોતા માટે જુએ છે.

## મોત માટે રડીને શું કરશો?
## મોડે કે વહેલે તે તો છેજ!

ઓ મોત રૂપી કુદરતી કાસદ! તું કોણ છે એ તો જરા કહે! તું કેવા આકારમાં છે? તારો ભેદ શો છે એ તો મુજને બતાવ!! જેઓ તને પિછાણે છે, તેઓ બી હમારી આગળ તારી વાત કરતાં નથી, બલકે પાછાં આવતાંજ નથી; પણ હમેશનાજ તું તેમને લઇ જઇ તેનાં સગાં સ્નેહીને રડતાં મુકી જાય છે, એ સઘળાનો ભરમ શો?

સાંભળ ઓ જીજ્ઞાસુ આદમી! તું મુજને પિછાણવા ચાહે છે પણ તેટલી તારામાં શકિત કયાં છે? ઓ બદબખ્ત માનવી! તું જો મને પિછાણવા ચાહતોજ હોય તો તારાં તે સગાં પર રડકકલ કરતો બંધ થા, ને તે બદલ તારાં મનને એકાગ્ર રાખ, અને પછી જો, કે હું કોણ છું? કુદરત પર દોષ દેવાનું તું તજી દે, અને તે તારાં દુ:ખ જરૂરજ કાપી તને દિલાસો આપશે. મગર જો તું તેમ નહિ કરશે તો તું આયંદે દુ:ખીજ બનવાનો! શું તું રડશે? મુજના કાલાવાલા કરશે અને મારી માફી ચાહશે તો પણ શું હું તને છોડીશ! ના કદિબી

નહિ! આજે તું જાય છે તો કાલે યાને મોડે વહેલે તારાંજ બીજાં સ્નેહી તને ભેટવા આવશે; તેમાં રડીને શું કરવાનો? જો સાંભળ:—

મોત સર્વની પાસ, મોત કોને નહિ મુકે;
મહેલ ઝુંપડાં માંય, રાય કે રંક ન ચુકે.
દેશ વિદેશે જાય, ભિમ શુરાને વેશે;
આવી કહે યમરામ, "આણ મારી અહિં બેસે!"
કો પત્થર કિલ્લામાં વસે, વાસી દ્વાર લોઢાં થકી;
સંતાપ મોત જોયા કરે, એક વાર ધરશે નકી.
જમીનમાં કર વાસ, તાંપ પડવે ટળવળશે?
જળમાં જઈ કર વાસ, મગર થઇ મોત નીકળશે.
આકાશે કર વાસ, વાયુમાં વાયુ મળશે;
રણમાં જઈ કર વાસ, ધુળશુ માટી ભાળશે.
અહિં નહિ ટકશે કોવાસરે વાસ નર્ક કે સ્વર્ગમાં;
ચેતો તે તો બે'રામ કેહ, સુખીઓ માનવ વર્ગમાં.

ઓ ઇનસાન! તું નાહક મોત સાથ લડત કરે છે. પણ હું જાણું છુ કે એ તારી અજ્ઞાનતા સિવાય કશું નથી. પણ તું જાણ કે મોત જેને તું તારો દુશ્મન ગણે છે; તે તો તારો એક છુપો દોસ્ત છે. એક દિન એવો સર્વે માનવીઓ માટે છે, જે દિને દોસ્ત ને દુશ્મન, ગરિબ ને તવંગર, સંસારી અને વિરાગી, તેમજ રંક ને રાય એ સઘળા મોતને શરણે થવાનાં છે.

ચુન આહાન્ગે રફ્તન કુનદ જાને પાક,
ચે બર તખ્તે મોર્દન ચે બર રૂઇએ ખાક.

આજના જમાનાનો રંગ ઢંગ તો જુઓ? કે જયાંસુધી જીંદગી છે, ત્યાંસુધી મોત એ શું છે એ વટીક બાપડો જાણતો નથી, પણ જે ઘડી મોત રૂપી ત્રાપ તેના પર પડે છે, ત્યારે તે પોતાના કુકૃત્યો માટે પસ્તાવો કરે છે. માટે ઓ માનવી! તું એવા કૃત્યો કર, જે કૃત્યો તને તારી જુવાની, ઘડપણ ને મરણ પછીની જીંદગીમાં કામ લાગે! તોજ તું તારા સુખી આત્માને સંતોષ આપી શકશે કે—

કથ હો હવા હો તુંફાં હો છેડ છાડ;
જંગલ કે પેડ કબ ઇન્હેં લાત હૈ ધ્યાનમેં?
ગર્દીશમે રોજગાર કે હીલ જાય જીસકા દીલ;
ઇનસાન હો કે કમ હૈ દરખતોસે શાનમેં.

વાહલાંના વિયોગમાં ગમ ખાતાં જીવતાં જીવડાંઓ! વખતની આજ કેટલી કીંમત અંકાય છે, તેનું તમને ભાન છે? જો તું તારા એ વખતને ખરેખરજ કીંમતી માનતો હોય તો તારાં વાહલાંના વિયોગ માટે રકકકળ કરવામાં ઠાલી વખત ગુમાવ ના! તે કરતાં જીંદગીને કાંઇબી ભલાઇ કરી લે કારણ—

અબ સુમરન તું કર લે પ્યારે, રામ ભજનકી એહી ઘડી હય;
કાચી કાયા કાચી માયા–કાચો તેરો ધ્યાન,
ધરતુ રામ ભજનમે ધ્યાન–પંકા જબ, તું જ્ઞાન હુરેતબ પુરા અરમાન,
આશકા છોડો, માંસકા છોડો–છોડો સબ હિષમાન.
જબ તલક એ સાથ રખો, તો નહિ ખુલે તુંજ ભાન,
ભાઇ પરાયા, માઈ પરાઈ–તુંહી પરાયા માન.
જબ શરીરપે ખાક ચઢી તો પડે અકેલે જાન.
હસમ કહેતા જો કરો તુંમ–વોહી કદો મન માનકે,
ખુદા સિવાય એહી જગમે–કોઇ દોસ્ત નહિ માન.

માર્કસ એ એક મહાન શહેનશાહ થઇ ગયો છે. તે કહેતો કે "મારી દરબારને રાજ પાટ તો એક બોજો છે. ફીલસુફી એજ મારી જનક માતા છે અને શહેનશાહ તેતો સાવકી માતા છે. રાજપાટની દલ દલેસરીને નરમ પાડનાર જગા તો મારી પ્યારી ફીલસુફીજ છે અને તે ફીલસુફી તે કઇ? મોત સર્વેને સારૂ હંમેશ હાઝરજ છે એ ખાત્રીથી સમજવું તેજ એ ફીલસુફી છે. ત્યારે જો મોત સર્વેની આગળ હાજરજ છે તો તેનો ગમ કેવો? ડહાપણનો માર્ગ એજ છે કે તેનો અસબાબ હમણાંથીજ ભેગો કરો."

માટે ઓ માનવી ઉઠ! તારાં વાહલાંના મરણ માટે કયાં સુધી એમ રડકકલ કર્યા કરશે! એટલું યાદ રાખજે કે આજે તો તારો બાપ

યા મા, ભાઈ કે બેન, ભરથાર કે મહોરદાર મરણ પામી છે, પણ એક દિવસ વળી એવોબી આવશે, જ્યારે તું જ આત્મા વિનાનુ ખાલી ખોખુ થઇ પડશે તેનું કેમ? ત્યારે તારા માટે કોણ માથે હાથ દેશે. તે કરતાં બહેતર કે તું ભલી જીદંગી ગુજાર જીદંગીનો ભરૂસો નથી. તે એક ખાલી સ્વપ્ન છે.

જીદંગી એ તંબુર મિસાલ–સુરમે મિસાલે સાચકે સાંધણુ
મોહોકી જાલ કયુ તું ભરે–હસમ કહે તુંજે કાં હોત રંજન.

રડયાથી શું વળવાનું? શુ તું એમ ટગોર ટગોર તે મુરડાંને જોવાથી તે પાછું સજીવન થશે? એ પડેલું ખોખું તો ખાકી છે એટલે ખાક સાથે ખાક મળી ગઇ, ને જે અમર્ગ ચીજ હતી, તે તો મિનોઇમાં જતી રહી, તો તું તારૂં રદન કોણુ માટે કરે છે? એ બિચારૂ કયાં તારૂં રડન સાંભળે છે? માટે ધીરજ ધર ને તારૂ મન મોટું કર તોજ તું તારા મનને શાંતી આપી શકશે. મોત પાછળ રડનારાં દુ:ખી જીવડાંઓ! તમારી લાગણી છે એટલે અલબત તેના વિયોગનું અસહ્ય દુ:ખતો ઉમન્ન થવુંજ જોઇએ; પણ જરા કેબેના આ નીચલા સખુનો તો જુઓ!

Genius! thou gift of Heaven! thou light divine!
Amid what dangers art thou doom'd to shine.
Oft will the body's weakness check thy force,
Oft damp thy vigour and impede thy course;
And trembling nerves compel thee to restrain,
Thy nobler efforts to contend with pain!

વાહલાંના વિયોગમાં ગમખાર બનેલાં દુ:ખી મા બાપો? તમો શા માટે રડો છો? તે તો હૈયાત છે! આપણો જે આત્મા છે, એ અમર્ગ છે, જે કદી મરતો નથી. કારણ—

બદન મરે પણ આત્મા અમ્મર છે
અનંત તે તો રચાયો.
શરીર એકલું ધુળનું બનેલું માટી થશે ધુળ સંગે
આત્મા નથી કંઈ ધુળનો બનેલો.

સાબુત સદા તેનો પાયો
મહાત્મા ગયા પણ આત્માં રહયાં હયાં;
ફોકટ થયા સૌ ઉપાયો.
આત્મા તજે કેમ થાય જગતનું
તે તો સદા બંન્ને જગમાં સમાયો.

માટે ઓ માનવી તારી આ ગમખારી છોડી દે, અને હિમ્મત પકડ! યાદ રાખજે કે જે માટે તું હાલ માહેતમ કરે છે; પણ એક વેળા એવી પણ આવશે, જયારે તારા માટે તારાં ખેશી રૂદન કરશે. અને સોનેરી પલંગ ને રેશમી બિછાણા તજી જમીન પર તારૂ સોનેરી બિછાણું કરવું પડશે. જે વેળા **મૌલાના મહમદઅલી** બીજાપુરની જેલમાં હતા, ત્યારે તેમની બેટી **આમેના બેગમ**ની માંદગીના સમાચાર મલ્યા, જે પત્ર વાંચી તે શ્રીયુતે નીચલો એક અસરકારક પત્ર બેતબાજીમાં જોડી મોકલ્યો—

* મૈ હું મજબુર પર અલ્લાહ તો મજબુર નહિ,
તુઝસે મૈં દુર સહી વોહ તો મગર દુર નહિ.
ઉસકી રેહમતસે જો માયુસ હો વોહ કાફીર હે,
હમ તવકકલસે કી જો વકતભી માઅજુર નહિ.
ઇમ્તેહાં સખ્ત સહી પર દીલે મોમિન હે વોકયા,
જો હરેક સાલમે ઉમ્મીદ દસે માઅજુર નહિ.
સબ્રભી શેવએ મુસ્લીમ હે મગર શુક્રે ખુદા,
નુરે ઇસ્લામસે દિલ આજભી બેનુર નહિ.
હૈદ્વા ઓર દુઆ ફર્જ વલે હુકમે ખુદા,
ટલ શકે યેહ કીસી બંદેકાભી મકદુર નહિ.
હમકો તકદીરે ઇલાહીસે ન શીકવા ન ગીલા,
અહલે તસ્લીમો રિજોકા તો યેહ દસ્તુર નહિ.

* "ધી નવરોઝ." નવેમ્બર, તા૦ ૯–૧૧–૨૩ (દિવાળી અંક) પાનું ૯૦.

તેરી સહેત હમે મત્લુબ હૈ લેકીન ઉસ્કો,
નહિ મંઝુર તો ફીર હમકોભી મંઝુર નહિ.
તું તો મુરદોંકો જીલા શકતા હે કુરઆનમેં કયા,
તુખ્રે જુલ હૈયા મિનલ મૈયતે મજકુર નહિ.
તેરી કુદરતસે ખુદાયા તેરી રેહમત નહિકમ,
"અમિના" ભીજો શિફા પાયે તો કુછ દુરનહિ.
બાપકે દિલકો તો યુસુફકી તરાહસે હે અઝીઝ,
ન સહી હુસ્નમેં ગર ખલ્કમેં મશહુર નહિ.
મરહમે જખ્મેજીગર આજભી હે સબ્રે જમીલ,
હુજને કુરકતસે મગર આંખમે અબ નુર નહિં.
મેદી ઔલાદકોભી મુજહે મીલાદે યારબ,
તુહી કહી દે તેરી રેહમતકા યે દસ્તુર નહિ.
શાને રેહમત મુઝે દીખલાકે હોતસ્કોં કાનજુલ,
દીલે "જાહેર" હે યે યા રબ જબલેતુર નહિં.

## અર્થ

હું તો અશકત છું. પરંતુ ઈશ્વર તો અશકત નથી. ભલે હું તારાથી દુર છું; પરંતુ તે તો તારાથી દુર નથી. તેની કૃપાથી જે નાઉમેદ થાય તે કાફીર છે. હમો કોઈ પણ વખતે તેના ઉપર ભરૂસો રાખવાને અશકત નથી. કસોટી ભલે સખ્ત હોય છતાં તે સહાત્મા શું છે? કે જે હરેક હાલમાં આશાઓથી ભરેલો ન હોય! સંતોષ મુસલીમોની એક ટેવ છે, પરંતુ શુક્રે ખુદા કે આજે પણ એ દિલ ઇસ્લામના નુર પ્રકાશથી ખાલી નથી. દવા ઔષધ અને દુવા ફર્જ છે, પરંતુ ઇશ્વરનો હોકમ **ટાળી શકે એ કોઇની શક્તિ નથી.** તકદીરની ઉપર હમને કોઈ નારાજી નથી. અને ઈશ્વર ઇચ્છામાં રાજી રહેનારનો તો એ ધારોજ નથી. તારી આમેના બેગમની તંદુરસ્તી ઇચ્છુ છું. પણ જો ખુદાને મંઝુર ન હોય તો મને પણ મંઝુર નથી. ઓ ખુદા પાક! તું પોતે કુરાને શરીફમાં ફરમાવે છે કે હું મૃત શરીરને સજીવન કરી શકું છું. ઓ ખુદા! તારી કુદરતથી તારી કૃપા કંઈ ઓછી નથી. તો પછી અમીના તંદુરસ્તી મેલવી લે, તે તારા માટે

અશક્ય નથી. પિતાને તો પુત્રી જેમ હ. યાકુબ ને યુસુફ વહાલાં હતાં તેમ વાહાલી છે. ભલે હસીન ખુબસુરતને જગમશહુર હોય ન હોય! જીગરના જખમોનો મલમ આજે પણ સંતોષ છે. પરંતુ જુદાઇના આંસુઓથી હવે આંખમાં રોશની બાકી રહી નથી. તારી કૃપાથી ઓ ખુદા! મારી ઓલાદની સાથે મને મેળવી દે, અને તુંજ કહી દે કે તારી રહેમતનો એ ધારોજ નથી.

ઓ ઇનસાન! હું તને આટલા બધા દિલાસા આપું છું. છતાં તું મોતને ધિકકારે છે! એ અફસોસની વાત છે. પણ તારા તે ધિકકારનું કારણ શું? ત્યારે તો એમજ લાગે છે કે તારાં કુકૃત્યોના ફળ ચાખવા મોતથી ડરે છે. નહિતર તે સિવાય બીજું કારણ હોઇજ કેમ શકે? પણ ઓ પાપી શું તું એમ ચાહેચ કે તુ જાવેદાન સુધી આ અવનિમાં રહેશે? જો તારો આ ખ્યાલજ હોય તો ખોલ! તારી નજર, અને આગલા પાદશાહ પહેલવાનને મહાન મહાત્માઓના ચરિત્રો વાંચ!

સાંભળ કયા ગયો શાહ જમશેદ અને હોશંગ! જેના જેવા પાકીને ખુદાઈ અંશ ધરાવનારા આ અવનિમાં એકબી નથી. કયાં ગયો રશ્યાનો એકવારનો સુખી ઝાર! ને કયાં ગયાં ઑસ્ટ્રેલ્યાના જવાન રત્નો? ભાઇ, ભલા ભલાની કીર્ત્તીઓ ડુબાઈ ગઇ ને તારીબી એક દીન ડુબાવાની! હજારો પાદશાહો પોતાના કીંમતી તખ્તો મુકી ચાલ્યા ગયા તો ઓ પાપી ઇનસાન! તારા અને મુજના શી આશરા!!!

ઇનિસાન કયદ હિર્સો હવાઓ હવસમે હય,
લોભી હય, બે ખબર હય, ટહે સ્યતાંકે બસમેં હય.
માયાકી ધુન, ખુદીકા ગુંમાં હર નફમે હય,
ગાફીલ હય, ધ્યાન કબ ઇસે હર પેશો પસમેં હય.
દિલસે જો હોતા હશ્રકે દિનકા યકીં કંભી,
તો દિનૂ ટહે દેખના મુઝે પરતા નહિ કંભી.

માટે હે ઇનિસાન! જો તુ મરણુ જીવનમાં સુખી થવા ચાહતો હોય તો આ જગતની મોહમાયા પરથી તારૂં ચિત્ત ખસાડ? અને ધર્મ ધ્યાન ધર. દુન્યાના દાવામાં તુ દટાઇ ના રહે, પણ પરમેશ્વર જે તારો બાપ છે તેને યાદ કર! કારણુ બદન જાનથી છુટું પડશે, એટલે તને

સઘળાથી અલગ રહેવાનું છે. ધર્મનું તુ કામઠું, બનાવ, સતનું તું તીર બનાવ, અને પછી તેવાં ધનુષ્યબાણુ સાથ, તારા કાર્ય પર મંડી જા! કારણુ એક દહાડે તને એવી જગા પર જવાનું છે, જ્યાં તેં તારાં તીરકાંમઠાનો શો ઉપયોગ કર્યો તેનો તને જવાબ આપવાનો છે.

नात्र हि सहायार्थं पिता माताच तिष्ठतः ।
न पुत्रदारं न ज्ञाति धर्म्मस्तिष्ठति केवलः ॥

પરલોકમાં પિતા, માતા, સ્ત્રી, પુત્ર કે ન્નાતી કોઇ સહાય થતાં નથી. કેવળ ધર્મજ સહાય થાય છે. જીવ એકલો ઉત્પન્ન થાય છે, ને એકલોજ લય પામી અને છેવટે સ્વર્ગ યા નર્ક મેળવે છે. એટલા માટેજ ઓ ઇનિસાન! તુ પોતાને સહાય થા! કારણુ જેમ નદીનાં સ્રોત જે પ્રમાણે વહી જાય છે, અને પાછાં ફરીને આવતાં નથી; તેજ પ્રમાણે રાત ને દિન મનુષ્યનું આયુષ્ય લઇને જાય છે, તે પાછાં તેજ આકારમાં આવતાં નથી. જે પળ ને ઘડી જાય છે એ પ્રભુને અને મોતને પિછાણુવાનીજ છે. તું આ જગની છળકપટમાં સપડાયલો હોવાથી તારૂં મન કાચુ છે, એટલે જ્યાંસુધી તું તે પીછાણુતાં શીખશે નહિ ત્યાં સુધી મોતનો ભેદ તુ ઉકલાવી શકશે નહિ. ઓ પતંગીઆ શરીખા માનવી! તું તારી આશા પર, ને તારા સોનેરી શરીર ઉપર મુસ્તાક ના રહે! ભાઈ જીદંગીમે ઈશ્વરને ભજીલે, તારી સાથ આખેર વિના કંઈજ આવવાનું નથી. કારણુ મોત પછી તું દટાવાનો છે; ને તારી યાદ ભુલાઈ જવાની છે. તો કહે ઇનસાન! કે તારા માબાપ તને શી ઉપયોગના! ખુદા સિવાય તુંજનોં કોઈ નેગેબાન નથી. અને એટલાજ માટે ઓ ઇનિસાન તું—

ભજન ભજ ભાઇરે—શુભ સંપટ સત સમાઈ,
પદ પરમેશ્વરક, પુરા પઢો—લખ લંપટ લોભ લાલચસે લઢો;
કરો કીસમતકી કારસાઈ.
પાક બચનમે માન તું—ભેદ ખરો કંચન,
છેવટ અનમોલ આવેગો—પાક મર્દ ઓર ઝન.
કરો ખ્યાલ બદનકીલ તનહાઇ—એ દાનાસે નસીહતપાઈ.
ખરી બાતો મે સચ્ચાઈ.

ધનુષ્ય ધર ભાઇ ધર્મકા—ઔર બાણ સતકા કર.
બાજીગર તું બનકે રે—રામ નામયે મર.
જેતું જાના આખેર એક જાહી.
ન સાથ આવે મા ભાઈ—અએસી સહાદત હયે પાઇ.

આજનો આ જમાનો એવો છે કે કોઇને શીખામણના બે બોલ પણ કહેવાતા નથી! એક વાહલું જે મોતની પુર નિંદ્રમાં અલેત્યાં મારતું હોય છે, ને સુંખના કે દુઃખના સ્વપ્ન જોતું પડેલું હોય છે, ત્યારે તમો વાંચકો શું જોશો? કોઇ છાતી કુટશે, કોઈ બારણા સાથ માથાં અફાડશે, તો કોઇ તે મોતને કાંઠે આવેલા માનવીને ચુંમી લેશે. પણ કોઇ કહેશો કે આવા હમબ્ગો શા માટે જોઇએ? ઓ માઇ ગોડ! કહે છે કે મરી જાય ત્યારે હસીએ કે ત્યારે રડીએ? મરી જાય ત્યારે રડયે નહિ તો શું કર્યે? હમો કંઇ તમારી માફક કઠણ છાતીના નથી. હમો કંઈ તમારી માફક તે મરનાર પાછળ નિમકહરામે થવાના નથી. માટે હમો તો રડવાનાજ!

પ્રિય વાંચક! મરનાર પાછળ ખરી મહોબત જો બતાવવી હોય તો લે અજમાવ ઉપલો પેરેગ્રાફ! ઓ ખોટા ઢોંગ કરી મરનારને સતાવનારાં આદમીઓ? એ કૌતક કયાં સુધી ચાલવાનું? તારાં પ્રપંચો ને ઉપરનું ઠાલી રડવાનું તો એક બેઠો બેઠો જુએ છે; તેની તને ખબર છે? નહિ રડતાં ને શી રીતે રડાવવું એ તારી સઘળી ખુબી તે જાણે છે. માટે ઇનસાન! છોડ તું જની આ તુડાઇને રાખ મરનાર પાછળ આંસુ વિનાની મહોબત!

એક મરનારની પાયદસ્ત વેળા ટાહુકા ટુચકા મુકનાર નવસારીમાં ઘણી બાઇઓ છે. એક બાજુ પાયદસ્ત ગઈ, કે બીજીજ બાજુ દાસ્તાને દીલરૂબા રૂપી લંબાણ લેકચર તૈયારજ છે! “મરૂરે સુકલીબાઈ તમને બહુ ખોટું થયું, પણ હવે તો તમારાં જીભરૂ બીજાંને જી માંગીને બેસો. એમાં તમે શું કરશો? પણ ખરેખર મરહુમ ચબરાકને હુસ્યાર બહુજ હતાં જો! બિચારી કામ તો એવાં ઢમ ઢમ કરે કે આપણે બે ઘડી જોયાજ કર્યે?” આવી રીતે લૌઆ તરીકે કેટલીક બાઇઓ પાયદસ્ત વેળા મોજુદ છે. અને ઉપલો ફકરો મેં ટાંકી બતાવ્યો એમ હજારો

ટાંકી ધણાંની આંખમાંથી આંસુ પડાવે છે. જ્યારે આ બાજુ કોઇ સમજુ દિલાસો આપી કહે કે "બેન એમાં તમે શું કરશો ? મરણ જીવનમાં આપણું કંઇ ચલણ છે! એમ રડવાથી શું તે પાછું આવશે! માટે જોયે તો મરહુમના લાભાર્થે રડો મા!" બિચારાના આ શબ્દોને તુચ્છકારી કાઢવામાં આવે છે અને છાતીનો ધારેલ નામે ઓળખે છે. પણ ખેર! અભણો ગમે તે માને–પણ શ્યાણા વાંચક તું તારા વાહલાંનો વિયોગ રડીને કરતો ના!

દુઃખી પરમેશ્વર બન રહયો, ભઇ આપની ચુંક,
પરમાનંદ રસ છાંડકે, ચાટન લાગ્યો થુંક.
ચાટન લાગ્યો થુંક, પહિતો અહમકતાઇ,
તિસકા ચિંતન કરૈ, ન જિનહેં સુખ એકરાઇ.
કહે ગિરીધર કવિરાય, હુઓ ચાહે જો સુખી,
ચીને આપના આપં, ફેરે ના હોવૈ દુઃખી.

ઓ ઇનસાન! આ દુન્યવી ઢંગના મોટા રંગમાં તું અમસ્થો તણાઈ જાય છે; અને તે તરફ તું ઠાલી આકર્ષાય છે. પણ આદમી! જરા બે ઘડી તું તારા મનને સવાલ તો પુછ કે તું કોણ છે? તું શા માટે અત્રે આવ્યો? કયાંથી આવ્યો? કયાં જવાનો? અને તે પરજ તારૂં ચિત લગાડ!! તારી જીદંગી એક તંબુની માફક છે યાને એક તંબુરાની માફક છે. કારણ જ્યારે તંબુરો સુરમાં હોય છે, ત્યારે જે નાદ પ્રગટ રહે છે, તેવોજ નાદ તારા જીવ આત્મા માંહેથી મરતી ઘડી સ્વચ્છ રીતે બહાર કાઢ! અને આ મ્હો માયામાં સબડી નર્કમાં જવા કરતાં સ્વર્ગમાં જા !!!

તજ મન, તજ મન, પ્યારે એ ઢંગસે.
છોડ એ ઢંગ ધર, હર કે બચનમે.
આપને બચન યાદ કર–છોડ જાના આખેર એ તન.
જીદંગી એક તંબુર મિસાલ–સુરમે મીલાલે સાચકે સાંધણ.
મોહોકી જાલ કયું તું ભરે–હસમ કહે તુંજે કાં હોત રંજન.

આ ફાની દુન્યા રૂપી દર્યામાં કંઈ અબજો આદમીઓ જન્મે છે, ને મરણ પામે છે, ઝાડો છે, ને નાશ પામે છે, તડકો પડે છે તે અસ્ત

પામે છે, ભરટી આવે છે અને ઓટ જાય છે, એમ નિયમિત કુદરતના અચળ કાયદા તળે સઘળુ ચાલી રહ્યું છે; પણ જગતમાં એક એવી ચીજ નથી જે અમ્મર હોય! જરથુસ્ત્ર જેવા મહાન પેગામ્બર, અને ક્રાઇસ્ટને મહમદ તેમજ શ્રી કૃષ્ણ જેવા પેગામબરો મોતને શરણે થયા, તો આજની લેભાગુ પ્રજાની અક્કળ કોણ સાંભળવાનું? રડવાથી મુવેલું મડ્ડુ પાછું સજીવન થવાનું નથી. કંઇક શેંકડો આશાવંત જીવડાંઓ મોતમાં રોતાં થઇ ગયાં છે. કોઈની જીદંગીનો ભરૂસો નથી! મોત ક્યારે આવશે? ક્યારે શરીર રૂપી પાંજરામાંથી આત્મા રૂપી પોપટને લઈ ઉડી જશે તે કહી શકાતુ નથી! તો ઇનસાન તું ભલાઇ કર! ભલાઇમાં જીદંગી ગાળ! કારણ એકને ખરૂજ કહયું છે કે– ભલી જીદંગી ગાળનારને મોતથી દરવાનું જરાબી કારણ નથી. જીદંગીનો ખરો ઉદેશ પૈસા ટકા ને મોટી હવેલીમાં રહેવામાં નથી, પણ મરણ જીવનમાં શું ભેદ સમાયલો છે એ શોધવામાં જીદંગીની ખરી મોઝ સમાયલી છે. પણ તે શોધવા તને બહાર જવાનું નથી; કારણ તારૂ શરીર એજ તારી દુન્યા છે, અને જે સઘળો ભેદ ભરમ છે એ તેમાંજ સમાયલો છે, માટે ઓ માંનવી પ્રથમ તું પોતાને પીછાણતાં શીખ અને પછી તારાં વાહલાં માટે રડ. અને ખરેખર જો તેમાં તમો પાર પડો તો આ ધર્તી ઉપર તમે પોતાને સુખી માનજો.

લાશેપે સંગે લાહદ જબ, આકે તુમને જમા દીધા,
સીનેસે સીનાં હુબહુ, લાકે ગોયા મીલા દીયા.
દીયા વ્હો મેરી કબ્રપર, રોશન દીશબર જાહેર ગએ,
ચલી જો નીમશબ હવા, ઉસને ઉસે બુજા દીયા.
ઉસ્પે સીતમ એહ અઓર હુવા, વાકે હુવા વ્હાં ઝલઝલા,
થા સીનેપે સંગ જો તુલા, હાસીદને વ્હો હલા દીયા.
હુવી નમુદ જબ સુબાહ, સુરીજ ફૂલકપે આ ગયા,
તેરા કીસીને નકશે રૂ, આંખોં મે લાસમા દીયાં.
લેટે લેટેબી કબ્રમે, પોતેં હએં સારા જબ મજા,
ચાહે કયા અઓરા અઓર હમ, ગો સબને હમે ભુલા દીયા.
"નાજુક" હએં તેરી કબ્રપર નગમે–પરદાજ અંદલીબ,
બાદ લબી સાકી હએ બના, જામે–બકા પીલા દીયા.

## અર્થ.

તેં જ્યારે આવીને મારાં મુડદાંની ઉપર કબરનો પત્થર મુકી દીધો ત્યારે મને એવું લાગ્યું કે જાણે તેં તારી છાતી મારી છાતી સાથે મેળવી દીધી. એટલે જ્યારે હું મરી ગયો. અને લોક મને દફન કરીને કરીને ચાલી ગયા ત્યારે મને લાગ્યું કે હું મારા ખુદા સાથે જઈ મળ્યો.

ગઈ રાત્રે જે દિવો તેં મારી કબર પર સલગાવ્યો, તેને અડધી રાત્રે નીકળેલી હવાએ બુજાવી દીધો. અટલે ઇનસાનના મરણ પછી તેની કબર ઉપર ગમે એવી યાદગારીની ચીજો મુકો યા બનાવો, પણ વખતના મારાથી તે કાયમ **રહેવા પામતી નથી. માત્ર તેની નેકીજ** તેને કાયમ આવે છે.

વળી એ ઉપરાંત એક બીજો સીતમ થયો, તે એકે મારી કબર ઉપર ધરતીકંપ થયો, અને મારી છાતી પર જે પત્થર મુકેલો હતો તેને તે અદેખાએ હોલાવી દીધો. એટલે મારી યાદગારી માટે બનાવેલી કબર પણ એક નિશાની દાખલ રહેવા ન પામી.

**પણ જ્યારે સવાર પડી** અને ગગન ઉપર સૂર્ય આવી પુગ્યો ત્યારે મારી તૂટેલી કબરની અંદર તેનાં કિરણ પ્રવેશ થયાં અને મને એવું લાગ્યું કે જાણે તારોજ ચહેરો મારી આંખ્યો સામે કોઇએ લાવીને ધર્યો. એટલે જ્યારે ધરતીકંપ થયો ત્યારે મને લાગ્યુ કે એ એક સીતમ મુજ પર થઇ રહયો છે; પણ ભુંડું થાય એ સારાં ને કાજે તેમ હું જ્યારે કબરવાસી થયો, ને મારી કબર પર ચુંથણાં પડવા લાંગ્યા, ત્યારે મને લાગ્યુ કે હું **મારા ખોદાનો ચેહરો જોવા પામ્યો છું.**

હવે જ્યારે કબરમાં સુતાં સુતાં મને એ સર્વ સુખ મળે છે ત્યારે હું બીજુ શું માગું? ભલે મને લોકો જગતમાં વીસરી ગયા છે, પણ મને તેની પરવા નથી. એટલે જ્યારે મુવાબાદ હું મુક્તિ મેળવી શકયો છું તો આ દુન્યા મને ભુલી ગઈ છે તો શું થયું?

ઓ "નાજુક!" તારી કબર પર બુલબુલો ગાઈ રહયાં છે, અને વાદળ તારો સાકી બની લાગ્યો છે, જે તને મુક્તિનું પ્યાલું પાઇ રહયો છે. એટલે ઓ "નાજુક" તારી કબર ઉપર આવી જગતનાં લોકો તારી તારીફજ કરી રહયાં છે, અને તારી ફાટેલી કબર હોવાથી

વરસાદના ઝાપટાં તેમાં પ્રવેશ થઈ રહયાં છે. અહા! એક બાજુ આ જગતના લોક મારી નેકીની તારીફ કરી રહયાં છે અને બીજી બાજુ કુદરત ખુદ પોતાની રહેમતનું ઝાપટું વસાવી મને મુક્તિનું પ્યાલું પાઇ રહી છે! યાહા! એજ ખરેખર મરણમાં જીવણ છે!!!

જ્યારે એલેકઝાંડર ધી ગ્રેટ યાને સીકંદર મરણ પામ્યો, ત્યારે તેના રાજના કેટલાક વિદ્વાનોએ મળી તેની લાશની પેટી ઉપર નીચલા અસરકારક શબ્દો ઉચાર્યા–

* કાલે જે માનવી બીજાંને કેદ કરતો હતો. તે આજે પોતેજ સખત કેદમાં પડેલો છે– અને તે પણ કોઈના આસરા વગર.

આ તેજ માહપુરૂષ છે કે જે અજાત હતો. અફસોસ આજે તેના કાળના હાથે પરાજ્ય થયો છે. આ મહા પુરૂષનું મરણ અનિતી અને અધર્મને સર્વસ્વ માનનારાઓ માટે મહાન ઉપદેશ છે.

આ તે મનુષ્યનું શબ છે કે જે પોતાના મરણના વખતથી અજ્ઞાન હતો, તેની મહત્તવા કાંક્ષા પ્રસિદ્ધ હતી. હે સીકંદર! તારી મહત્વ વાકાંક્ષાને પૂર્વ કરવા તેં તારા મરણને કેમ ન અટકાવ્યું?

હે સીકંદર! પોતાની ઇચ્છાનુસાર કાર્ય માટે ચીવટાઈથી લડનાર હે મહાન યોદ્ધા! તેં તારી તલવારને અનેક નિર્દોષોની લોહીનું પાન કરાવી એવી વસ્તુઓનો સંગ્રહ કરેલો છે કે જે આ વેળાએ તારા માટે નિરૂપયોગી છે. આ સર્વે વસ્તુઓનો ઉપયોગ હવે બીજાંઓ કરશે, પણ એ મેળવવા તેં કરેલાં પાપ કર્મોનો જવાબ નિરંજન સમક્ષ તને આપવો પડશે.

હે સીકંદર! તું અમોને નિત્ય ઉપદેશ કરતો પણ તે તારા સર્વ ઉપદેશો કરતા તારૂ ભર યુવાનાવસ્થામાં નિપજેલું મરણ, મહાન ઉપદેશ છે. જેનામાં બુદ્ધી હોય, તે આ મહાન ઉપદેશને સમજે, અને સાર ગ્રહણ કરે હે મહાન શહેનશાહ! તેં તારા સ્થુળ શરીરની રક્ષા માટે અનેક મનુષ્યોની હંત્યા કરી પરંતુ તને મરણને શરણ થવુંજ પડ્યું. હે સીકંદર! તેં તારાં રાજ્યનો વિસ્તાર આટલો બધો વધારેલો હોવા છતાં તું અસંતોષી હતો હવે તું કેવળ થોડાજ ફુટની જગામાં જઇ પડવાનો છે. ત્યાં તારી શું હાલત થશે?

---

* "ધી નવરોઝ"નો દિવાળી અંક નવેમ્બર તા૦ ૯ મી ૧૯૨૩. (પાનું ૫૯)

જે મહાન પુરૂષના વચનામૃત સાંભળવાને તેની પ્રજા ઉત્સુક રહેતી તે આજે ચુપ પડેલો છે. જે બીજાઓની દલીલોનું ખંડન કરવા અને વધુ બોલતાં અટકાવવામાં મોજ માનતો તે આજે શાંત છે. જેને આજે બોલવું હોય તે આજ આનંદથી બોલો. કારણ તેમને અટકાવનાર પોતેજ મોતના પંજામાં જકડાયલો છે.

જે માનવી તારૂ મૃત્યુ થવાથી આનંદ માને છે, તેને પણ એક દહાડે તારા પાસે આવવુંજ પડશે. જે પ્રમાણે હે સીકંદર! તું બીજાના મૃત્યુથી આનંદીત થતો હતો. આજે તેઓના પાસે તું પહોંચી ગયો છે. હે સીકંદર! તને આ શું થઇ ગયું? તારી શકિત કયાં હણાઇ ગઇ? કાલ સુધી તો તેં તારા સમસ્ત રાજયનો બોજો ઉપાડેલો હતો, આજે તારાથી તારા શરીરનો એક ભાગ પણ ઉપાડી શકાતો નથી! અફસોસ તારામાં એટલી પણ શકિત નથી કે તું તારાં શરીરને આ પેટીમાંથી બહાર કાઢી શકે!

હે દુનીઆની મોહજાળમાં સપડાયલા મનુષ્યો! જુઓ આ ચૈતન્યહીત પડેલા શરીરને દુનીયાની માયાનેજ સર્વસ્વ અર્પણ કરનારનું આ પરિણામ! હે જ્ઞાનીઓ!! આવા અનેક દાખલાઓ જોવાં છતાં આ અસર સંસાર માટે કેમ લડી મરો છો? હે સીકંદર! તું મને નિત્ય તારો ધન ભંડાર ભરપુર રાખવા તાકીદ કરતો હતો, હવે આજ્ઞા આપ કે તે ધન ભંડારની ચાવી કોના હસ્તકમાં સોંપુ?

જ્યારે ઉપર પ્રમાણે ઉપદેશ અપાઈ રહયો કે તુરત તેની રાણી આવી ને જખમી જીગરે કહયું, મારા જાણમાં હતુંજ કે **શાહેનશાહ દારાંને હરાવનાર એક દહાડો મોતના હાથે હાર ખાશે.** ઓ દરબારીઓ! યાદ રાખશો કે. જે કાળના પંજાથી સીકંદર જેવો મહાન નર નથી બચી શકયો તો તમો કોણ માત્ર!!!

ઓ ઇનસાન! આ ચરિત્રથી તું ચેત કે જેને તું તારૂં તારૂં માને છે; એ તારૂં નથી, પણ અહુરાનુંજ છે, એટલે મોત સાથે તે પણ નાશ પામવાનીજ! ઇનસાન ખાલી હાથે આવ્યો છે ને ખાલીજ લઇ જવાનો!

ખાલી હાથે આવ્યો ખાલી લઈ જશે.
નેકી કર તે ત્યાંબી સાથે થશે.
અમન ચમન ને જરજન ગુલશન.
તન પન તુંજ નહિ સંગત કરશે.
કર ખરીદી પુણ્યની આ જેહાનના બઝારમાં
લઈ તે હદીઓ ભલે જહાં મજદની દરબારમાં
નેક બદનો ફર્ક જાણી ફિક્ર રાખી રોજની.
શું ખરૂં ત્યાં પહોંચજો છે દુવા ફિરોજની.

સુધારકો, ધર્મનિતીજ્ઞ, અને સંદેહવાદી એ સર્વ કહે છે કે મનુષ્યની જીંદગીનો કંઈક ઉદ્દેશ છે. ઝુપડીમાં રેહેનાર એક ગરિબ આદમી ધીરે ધીરે ચાલીને ખેતરે જાય છે. એ શા માટે? એક ધનવાન મોટી હવેલીમાં સુખના હિંડોલા પર ડોલે છે. એ શા માટે? ભાન ભુલા થઈ જઈ એક માબાપ પોતાના એક પુરા બેટાને જોયા કરે છે, એ શા માટે? જવાબ મળશે કે એ એક કર્તવ્ય છે. પણ જીંદગીનો ખરો ઉદ્દેશ એમાં નથી! ભલે ઇનસાન ગમે તે પ્રકારે પોતાની જીંદગીનો ઉદ્દેશ માનતો હોય; પણ પ્રત્યેક ઇનસાતની જીંદગીનો ઉદ્દેશ એકજ છે. જેઓ પ્રથમથી પોતાને પીછાણી મોત માટેનો માર્ગ ખુલ્લો કરવા સુકૃત્યો કરે છે. તેને ધન્ય છે, પણ એ બદલ એક ઇનિસાન જો ધન દૌલત તરફજ આકર્ષાઇ ગયો તો તે તેની જીંદગીના ઉદ્દેશમાંથી જતો રહે છે એક પ્રખ્યાત ધાર્મિક માણસ કહી ગયો છે કે "પોતાનું જીવન પોતાના માટે નથી, બીજાની સેવા માટે છે. જેઓ બીજાંના હૃદય તથા મનને, ધર્મ તથા નિતીને માર્ગે આણવાનો પ્રયત્ન કરતા નથી, તેઓનું જીવન અસાર છે. જે માનવી મોત વેળાનું સ્વમાન જાળવતો નથી, એ ખરોજ પાપી છે; પણ જે મરતી વેળા ધર્મે પ્રત્યે વફાદારીનું ચિન્હ મોંથી બતાવે છે એજ ખરો જીવનનો ઉદ્દેશ જાણનાર છે." માટે ઓ માનવી જો તુંબી મોત પછી સ્વર્ગમાં જવા ઇચ્છતો હોય તો—

જુઠી જગ માયામાં મળકાય—ત્યાં દુખી કાં તણાયે,
બાપ કહે બેટો મારો—માતા મન હરખાય;
પળવારમાં પ્રાણ છુટે—નવધાર આ ધાય.

કંજુસ કહે એ મારૂ મારૂ ફોકટમાં અફલાય,
ગર્વતાનની માન ખાનમાં–શાને તું પછડાય ?
શાને મારૂ શાને તારૂ–શાને સોનું થાય ?
શુરનાઇ વાગે જમદાની–ત્યારે, કાં અકળાય !
કાયા માયા દેહના ભોગે–માર્ગ સ્મરણુ થાય
ધુંગત ખોલે અતિ કષ્ટે–અહુર નામ સંભળાય.

મનુષ્ય જીવન કોને કહે છે? જન્મથી મૃત્યુ પર્યન્ત માણુસ આ ભવરંગ ભુમિમાં જે વેશ ભજવે છે, શોક, દુ:ખ હર્ષ વિષાદને તાબે થઈ આ અવનિમાં માનવ જે કંઈ કરે છે એનું નામ મનુષ્યજીવન છે. પરમેશ્વરે આપણુને જે શકિત આપી આ પૃથ્વી પર મોકલ્યાં છે; તે શકિતનો એક માણુસ જેમ સારો ઉપયોગ કરશે, તેમ તે મનુષ્યજીવનમાં ઘણો આગળ વધતો જશે. કેવળ ખાવા પીવા, યા ફરવા હરવા, યા મોઝમઝા કરવા એકે ઇનસાને જન્મ લીધો નથી? જો તેમજ તમે માનતા હો તો પશુ પક્ષીને માણુસમાં ડીફરક જો શો? કારણું પક્ષી જેમ મારા મારી કરી ખાઇ પી ખેલી પોતાંની જીંદગીનો અંત આણે છે, તેમ શું મનુષ્ય પણુ ગાળવા માગે છે! ના મનુષ્ય જીવન એમાં નથી. પૈસો એકઠો કર્યો ને તેને એકઠો થયલો જોઇ રાજી થવું, યા મોટી હવેલી બંધાવી ગાંડાં માફક તેને વારંવાર જોયા કરી મન રંજન કરવું–આ સઘળું નાંદાની ને અજ્ઞાનતા છે. કારણુ એ સઘળુ એક દિન અત્રેજ તજીને જવાનું છે. માલ મતા, ધન દોલત, વાડી ગાડી, ને નોકર નફર એ તકલીદી સુખ છે–તે ફાની છે, એટલે ખાક સાથ ખાક મોડે વહેલે થવાની! માનવી!! જીંદગીનો અંત કયારે આવશે એ કોઇ જાણુતુ નથી, કારણુ—

દુનીઆ અજબ છે ફાની ચાર દીનની છે જીંદગાની,
ધન દૌલત ને માલ ખજાના, જોબન જોર જુવાની.
કાચી રસીના દોર સમ આય આપરી જીંદગાની છે,
દરીયાનો મોજો આવી પાછો જાય તેમ જુવાની છે.
લોભી આદમ લાલચને તજ, આય આંખો બંધ થવાનીછે,
કરણી તેવી ભરણી જગમાં, સર્વેને ભરવાની છે.

કરી લે કાંઈ ભલાઇ, તજી બુરાઇ, ભજી લે ઇલાહી,
કરણી આંખેરમાં છે સાથી, પૈસો ટકો છે ફાતી.

વાહલાંનાં વિયોગમાં ખિન્ન થયવા મારા ભાઇબંધો! તમો શા માટે રડીને તે સુખી આત્માને સંતાપો છો? આત્મા અમ્મર છે, એટલે તે તમારૂં વાહલું પોતાના કર્મનો બદલો ચાખી પાછું આ અવનિમાં આવશેજ! આસરે પચાસ વર્ષની વાત ઉપર અમેરિકામાં લોકોની મન શકિત ખીલતી ગઇ, અને મિનોઇ સૃષ્ટિ માટે તેમની મનશકિન બહું ઉંડાણમાં જવા લાગી. આ પછી તેઓએ થોડા વિદ્વાનો મળી "Psysical Research Society" નામની એક મંડળી સ્થાપી, અને થોડાજ વખતમાં જાહેર પ્રજાને પોતાના અખત્રાથી બનાવી આપ્યુ કે આત્મા અમ્મર છે. અને વધુમાં કેટલાંકોને તેમના મરહૂમ વાહલાંના દર્શન પણ કરાવ્યાં! અને ખરેખર તેથી તેમની ખાત્રી થઇ કે આપણે જેને મરી ગયલાં કહીએ છીએ"તે તો પેલી અવનિમાં જીવતાંજ છે!

જરથોસ્તી તરીકે આપણાં ધર્મ પુસ્તકોને આધારે રવાનનું અમ્મરપણું તેમજ ભવિષ્યંની જીંદગી માનવાને આપણે બંધાયલાં છીએ. છતાં જાણવું અગત્યનું થઇ પડશે કે એવીજ માન્યતા હિંદુ, યાહુદી, બુધીસ્ત, ખ્રિસ્તી અને મહોમેદન જેવા સઘળા મુખ્ય ધર્મોમાં પણ જોવામાં આવે છે. એટલુંજ નહિ પણ આત્માના અમરપણાં વિષેનું એકીન સઘળા જમાનામાં અને સઘળી પ્રજાઓમાં હજી ચાલુ છે. મોટા મોટા ફિલસુફો પ્લેટો, સોક્રેટીસ અને સિસરો તેમજ અસલી યુનાની અને રોમનના નામીચા કવિઓ એ એકીન માની ગયા છે, અને તેજ તેની સાબેતી પુરતી છે. એડીસન કહે છે કે—

"Next to the being of a god, the doctrine of the immortality of man lies at the foundation of all religion......Remove from the mind the belief of a future existence and the hope of immortality, and religion becomes a shadow, life a dream, and the approach of death a scene of darkness and despair...If his whole existence he circumscribed within the circle

of a few fleeting years, man appears an enigma, an inexplicable phenomenon in the universe, human life a mystery, the world a scene of confusion, virtue a mere phantom, the Creator a capricious Being and his plans and arrangements an inextricable maze."

ઈશ્વરની હસ્તીનાં મત પછી આત્માની અમર્ગીનું મત સઘળા ધર્મોના પાયા સમાન છે....ભવિષ્યની જીંદગી અને અમર્ગીની આશાનું એકીન તમારાં મગજમાંથી કાંઢી નાંખશો, તો ધર્મ એક છાયા સમાન યાને નકામો—જીંદગી સ્વપ્ના સમાન અને મરણની ઘડી અંધકાર અને નાસીપાસીના એક દેખાવ સમાન તમને લાગશે. જો માણુસની હૈયાતી થોડાંક ઝડપથી પસાર થઈ જતાં વર્ષોનાં ચક્રવામાંજ સમાઈ રહેતી હોય તો, માણુસ એક ઉખ્યાણુ તેમજ સૃષ્ટિ રચનામાં નહિ સમજાવી શકાય એવો બનાવ થઇ પડે; મનુષ્ય જીંદગી એક ભેદ સમાન ગણાય, દુનીઆ ગડબડ ગોંટાલાનો દેખાવ થઈ પડે; જગત કર્ત્તા ફાંટાબાજ ગણાય તેની યુક્તિઓ અને ગોઠવણો ગુંચવણ ભરેલી ભુલ ભુલામણી જેવી થઇ પડે.

મોત એ દુનીઆમાં મોટામાં મોટો જોરેમંદ માણુ છે, જે ભલા ભલા બળવાનોને પણ પોતાના જોરેમંદ હાથે પછાડી નાખે છે. માટે મોત રૂપી કાસદની જન્મથીજ તૈયારી કરતાં રહો, કારણ—

જગ ફાની છે ઓ માનવ તુંજની જીંદગાની
નથી રહી રહેવાની આખીર થશે ધુળધાની.
ધર્મને તું માની લેજે ઘડી પળની છે મએમાની
ન રેશે નહિ દોર દમામ આખીર તારી જોર જુવાંની
અહુરાની માંગજે યારી પુરી કરશે આસ તારી
કહે ફીરોઝ આ ખાકી જગમાં માનો પનાહ પાક યઝદાની.

ત્યારે જો આપણે બારિક વિચાર કરી મનન કર્યે તો સમજાય છે કે મોત એ કંઈ દુશ્મન નથી. એક નેક માણુસને મોત દુશ્મન નહિ પણ દોસ્ત છે; પણ જે પાપી માણુસ છે તેને તો અલબત મોત પીધા કારી થઈ પડે એમાં નવાઈ નથી! હેન્રી વેન એક જાણીતો ધર્મપુસ્ત આદમી હતો. એક વેળા ચોક્કસ ધર્મીષ્ટ કાયદા બાબે લોકોમાં લડાઇ

ચાલી, ત્યારે એ બહાર પડયો ને લોકોને શાંત પાડયાં; ત્યારે તેના આ ભલાંઈના કામ માટે તેને ફાંસીએ ચઢાવ્યો. પણ તે, એ માટે લેશ ભારથી નિરાશ થયો નહિ અને બોલ્યો—"મોત એ શબ્દ તો બહુ નાનો છે, પરંતુ મરવું એ કામ ઘણું મોટું છે" જે માનવી મોતથી ડરતો નથી તે કોઇ પણ વસ્તુથી ડરતો નથી. કારણ તેઓ સમજે છે કે મરવાનો અને જીવવાનો પણ માણસને હક છે. આ ફાની જગતમાંથી જલદી જવું એ નિયમ નેકી કરનારનો છે, જ્યારે લાંબાં ગાળાએ યા આ અવનિમાંથી બિલકુલ જવુંજ નહિ એ કાયદો પાપીનો છે. ઓ ઇનસાન! જો તું મોક્ષનો માર્ગ ખુલ્લો કરવા ચાહતો હોય તો.—

કરો નેક સદા કામ હરધામ
ફતેહ થશે સદા તેની હરવાર.
પરવરથી તું ડરતો રહેજે કરતો ના અભીમાન.
મહો માયામાં વશ જો થશે તો મહા બુરો અંજામ
પરવરની યાદ કરી સુખ પાંમ.

એક મીઠી—મધુરી માતા પોતાના બાળ માટે રડે! તો એક બાપ પોતાના બેટા માટે રડે! એક સુખી જોડુ પોતાના એક બીજાનાં વિયોગ માટે રડે! તો એક ભાઇ બેન, એકમેકના મરણ માટે રડે! આવી રીતે રૂડનોજમાં અસંખ્ય લોકો વિંટાઈ રહેલાં છે. પણ એ સઘળાંમાંથી તે મરનાર પાછળ ખરાં જીગરની દિલસોઝી કોણ ધરાવતું હશે? માત્ર એક ભલી જનેતી માતા! અલબત તે બિચારી પોતાના બાળકમાંજ પોતાનું જીવતર માનતી હતી, ને તે મરણ પામે એટલે કવચીત તેણી રડે! પણ તેનાં ખેશીઓ શા માટે આંખ પાણી કરતાં હશે? એક સુખી જોડામાંથી વર યા મહોરદાર મરણ પામે તો, અલબત તેઓ બંન્નેમાં મિનોઈ પ્યાર હોવાથી રડે! તેમાં તેનાં ખેશી શા માટે રડતાં હશે? આથી મારૂ કહેવાનું એમ નથી કે તેનાં પ્રત્યે દિલસોઝી ન કરાવે! તે વાંહલાં પ્રત્યે મહોબત તો ધરાવવીજ ને તે એક આપણી ફરજ છે, પણ રડકકળ સાથે મરનારને બીલકુલ લાગવગ નથી. તેઓ તમારી તરફથી તેમની સારી વખાંણના આર્જુમંદ છે, તો તેનો ગમ તમે શા માટે હૈડે ધરો છો? ને તે કેટલાં વર્ષો સુધી કાયમ રાખશો?

સોતે હંય હજારો યહાં બેયાર કબરમેં–દુનીયાકી જફ્રાસે,
કયાં પીરો જવાં એકસાં હંય ખુવાર કબરમે–અજલહી હવાસે.
લયલીકી જુદાઇમેં થા મુજનુ તો દિવાના–ઓર બેકસો નાલાન;
ગમ અપના નવો કર શકી હજહાર કબરમેં નાલાંઓ સદાસે.
રેસ્તમપે કીયા ગવબા અજલને જો ઉછલ કર-વહીં ઉસકો દબાયા,
હો કુશતા પડે જા કે અસફનયાર કબરમેં–બસ હાલે તબાસે.
દારાબ ઔર નોશીરવાં જમશીદ ઔર કઉસ–ગયે ઝીરે જમીંકે,
પીઇ જામે ફના લેટા શહરયાર કબરમેં–હો જેર કંજાસે.
ફરહાદસે ભસ દમ કયા શીરીંને કિનારા–લીઇ કીસને કહો દાદ?
અજલને ભેજા ઉષ્કા હો ગમખાર કબરમેં–કુછ મેહેરો મયાહે.
યુસુફો જલીખાંકા રહા કુછ ન સીવા નામ–ઇસિવરકે જહાં પર,
સોતે હંય અબસ દીલબરો દીલદાર કબરમેં–દસ્તે ફનાસે.
તદબીર ચલી કુછ ન ફલાંતુકી કજા પર–લુકમાં હુવા આજેજ,
ગયે સાથ હજારો કે વાહે બિમાર કબરમેં–હુવા કુછ ન દવાસે.

મરનાર પાછળ રડવાથી પુંન લાગે છે, એમ આજ કંઈ ઘણાં લોકો માને છે. એટલે કોઇની આંખમાં આંસુ નહિ આવે તોબી તાણી તોડી લોકને બતાવા જરા બે ત્રણ ટીપાં પાડે! યા આંખ ચોલે!! અને લોક બતાવે કે મનેબી એ મરહુમનું લાગે છે. એક વેળા બે માણુસ સાથે વાત કરવા ઉભા. વાત ઉપરથી વાત નિકળતાં તેનાં મરહુમની વાત નીકળી. જેમાં એક કહે,–ભાઇ! તારી બેન પરમ દિવસે મરણ પામી તે બહુ ખોટું થયું. પણ યાર, માફ કરજે કે મને તો રડવું આવેજ નહિ! ને જો કોઇ તેમ મને જોય તો, મને બોલવાનું થાય કે એ કોણ મુઓ કઠણ છાતીનો છે કે આવાં જવાંન મૃત્યું ઉપર પણ આંસુ પાડતો નથી! એટલે હુ જો મંડયો, તે પાછલા ખંડે ગયો ને જરા હાથમાં પાણી ધરી આંખમાં છાંટયું એટલે થોડાં થોડાં આંસુ માફક પાણીના ટીપાં પડયાં.

આ ઉપરથી સહેજે ખ્યાલ થઈ શકશે કે મરનાર પાછળ જેઓ રડે છે; તેઓમાથી કંઈ સઘળાંજ ખરાં આંસુ પાડતાં નથી! પણ કેવળ લોકોને બતાવવાજ પાડે છે!

મરનાર પાછળ રડવાની વાત હવે જુદી છે; પણ હું એમ પુછું કે બા શા માટે રડતાં હશે? અને તે આંસુ મરનાર માટેજ છે એમ

શી રીતે પુરવાર કરી આપશો? કારણ કેટલીક વાર આંસુ ખુશાલી, દલગીરી, અને ધીરજ વગેરેનાં પણ આવે છે, તો તે શી રીતે વિયોગના આસુ પારખી શકાય! આ સઘળું, વિચાર કરતાં મુર્ખાઈ ને હમંબગ જેવું લાગે છે. મરનાર પાછળ જેઓ ખરી મહોબત બતાવનારા છે તેઓ રડી જઇ લોકો ભેગાં કરતાં નથી; પણ મનમાંજ તેનો ગમ કરે છે; ને તે ગમ કેટલોકો એવો કરે છે કે તેમાં ને તેમાંજ કવચીત મરણબી પામે છે.

ખુદા આપણ સર્વેનો પિતા છે, ને આપણ તેનાં બાળ છીએ. એટલે તે ગમે ત્યારે પાછાં રમતાં આપણને બોલાવી લેય એમાં કોઈ અટકાવી શકેજ નહિ. આપણા માબાપો ખુદાના કરજદાર છે. કારણ ઇશ્વર કનેથી તેઓએ બાળ રૂપી દૌલત વ્યાજે લીધી છે એટલે ઇશ્વર રૂપી સાહુકાર માબાપ રૂપી કરજદાર પાસેથી, ધીરેલા રૂપીઆ રૂપી બાળક પાછાં માંગે ત્યારે તુરતા તરત વગર વિલંબે આપીજ દેવાં પડે!

પાટણ નગરમાં એક સુખી જોડુ તેનાં બે બાળ છોકરા સાથે રહેતું હતું. એક વેળા એવું બન્યુ કે વાડીમાં ફુલ ચુંટતાં એક સાપે તેમને ડંખ દીધો ને બીજીજ પળે તે બંન્ને ખુબસુરત છોકરા નીચે જમીન ઉપર મુરડાં થઈ પડયાં. આ ખેદકારક ખબર તેની માતાને કહેવામા આવી. આ બંન્ને બાળકોની માતા સમજુ ને ખુદાના ભેદ ભરમથી વાકેફ હતી એટલે ત્યાંથી તેમને લઇ આવી પોતાના એક પલંગ ઉપર પાસે પાસે સુવાડયા, અને તે બારણુ બંધ કરી પોતાના કામે વલગી. રાત્રે તેણીનો ખાવિંદ આવ્યો. એટલે રાબેતા મુજબ ભોજન જમાડયા પછી બંન્ને વાતચીત કરવાં બેઠાં તે સ્ત્રી બોલી, "સ્વામીજી! મુજને જરા જણાવશો કે મેં એક માણસથી થોડાં રૂપીઆ વ્યાજે લીધા છે; તે હવે તેને આપી દેવા કે આપણે પચાવી પાડવા?" નારીના આ શબ્દોથી તે નિરદોષ નર અજાયબ થયો ને બોલ્યો "હે પ્રાણપ્રિય! આ તારો સવાલ કેવો? આ તો એક નાનું બાળક પણ કહેશે કે જેની કનેથી રૂપીઆ ઉછીકા લીધા, તે તેને વ્યાજ સાથે પાછા ઉપકારથી આપવા!" આ સાંભળી પત્ની બોલી" તમે એમ માનો છો ખરા ને? એટલે બસ! પણ હવે મુજને એકજ ઉત્તર દયો કે ખુદાએ આપણને બે રૂપાળા બેટા આપ્યા છે; તેમને ઇશ્વરજ પાછા માગે તો આપણે આપી દેવા કે તેમ કરતાં તેને

અટકાવવો ?" "અલબત આપીજ દેવાં પડે ?" આ સાદો ઉત્તર તેણે આપ્યો બીજીજ પળે જ્યાં પેલા બે પુત્રો હતાં ત્યાં તેને, તેણી લઈ ગઇ ને કપડું ઉચક્યું "આ ?" તેણીના વરે એક ભયભીત ચીસ પાડી. પણ નારી સમજુ હતી એટલે તેણીએ તેને એ વિષે સમજાવ્યો ને તેણીનાં વચ્ચે સવાલ જવાબ થયલાં તે ટાંકી બતાવ્યા આથી તેનાં મનને કંઇક સંતોષ થયો.

ઓ ઇનસાન ! તું પણ આ સઘળુ સાંભળી લે, અને કાંને સાંભળી મનને એ બોધ આપ ! અને તેને ઉંડાણથી સમજ આપ કે જેને તું મોત માને છે; એ કાંઈ મોત સદાનુ નથી; પણ મોતની ક્રિયામાં બીજો નવો જન્મ છે. ઇશ્વર પોતે પોતાનું કાર્ય સંપુર્ણ કર્યેજ જાય છે, એટલે તે મૃત્યુ કરીને નવો જન્મ પણ આપે છે. પણ ઇનિસાન તે નવા જન્મને જોઇ શકતો નથી તેમાં દોષ કોણનો ? વગર શકે કહી શકાય કે ઇનસાનનો ? કારણ ઇનસાન હજી તેનાં મરહુમ બેશીને ઓળખવા જેટલી શકિત ધરાવી શકયો નથી. માટે જ્યારે એક માનવી તેટલી શકિત સંપાદાન કરી શકશે, ત્યારે વગર માંગવે તેનું બેશી તેની નજર સમક્ષ આવી ઉભુ રહેશે . માટે મરહુમના વિયોગમાં ગમ કરતાં દુ:ખી આત્માઓ તમારી હડકકળ છોડો અને ખરેખર ત્યારેજ—

મલશે જગમાં તુંજને યારી હડકકળ છોડ અરે તારી,
જીંદગી ફાંની છે તારી, મરણ–જીવનમાં ખુબી છે ન્યારી.
ગમગીનીથી પાપી સાથી મલશે, જાણે એ તું કયાથી,
જવાવા આવીઓ જ્યાંથી ગફરી છોડ અરે તારી.
ભરૂસો જગનો ના કર, તું સદા સંસાર જુઠો છે,
મનનું રહી જશે મનમાં પરવરની માંગી લે યારી.
ખુદાની ખુબી છે ભારી જગતનો છે એ સરજનહાર,
કરી લે ભલાઇ આ જગમે ફતેહ છે હરદમ–તારી.

જ્યારે આ લેખ તું તારાં અંતકરણમાં ઉડાંણથી કોતરી રાખશે ત્યારેજ છેવટે તારાં મરણ પછી સરોષ યજદ અને મહેસ્યજદનો હાથ તારા તરફ ચાહા રૂમની બામદાદે લંબાશે, અને તને અહુરમજદ નજીક લઇ જવા-તેના સોનેરી તખ્તને ચરણે પડવા લઈ જશે અને ખરેખર! ત્યાંજ તું જાણશે કે હાય !! મેં અમસ્થી રડી-રડયો, કારણ મારૂં બેશી તો અહિં જીવતું જાગતું છે!!!

# AFTER THIS LIFE—WHAT?

## RECENT DISCOVERIES OF SCIENCE WHICH POINT TO THE CONTINUANCE OF THE SPIRIT.

To prove by scientific *a priori* reasoning that life does persist after death is the fascinating attempt of Mr. H. F. Wyatt, in the *Nineteenth Century Review*. He bases his thesis on the established scientific facts that there are no "gaps" in natural sequences.

Matter, he argues, is nothing more than the expression of force—but it is limited, being the expression of only that type of force which comes within our cognisance. There are an infinity of other degrees of force, he postulates, which express themselves in a "matter" beyond the comprehension of our senses.

He writes: Concerning the nature of the next life, Christanity is almost mute. It teaches us what life should be here. It does not tell us what life shall be there. Buddhism also fails. Its object is personal purification, its goal absorption in the All. Confucianism and Hinduism give no clear light.

Where the great religions of the world are silent, those modern revivals, theosophy and spiritualism, are full of words. For the devotees of these cults the next stage of life, when the grave shall have been overpassed, is lit as by the footlights of a

theatre. All, or nearly all, is affirmed to be known. The depths are charted. The scenes awaiting us are described. Hell has no further secrets ; heaven has no unpainted joys. Only one need remains, and that is assurance that these things are true.

## THE PERFECT CREATOR.

In an address which attracted some attention in 1922, Canon Green said :

> If God is indeed 'the Maker of heaven and earth,' what room can there be for miraculous interventions on His part in the natural order ? It is a poor clockmaker who has to be continually interfering with his clock, putting it back, and making it strike. And, quite apart from this, does natural science allow us to believe that such interventions, as a matter of fact, ever do take place. The answer to this last question which would have been given five-and twenty years ago by most men of science--and which, I fear, is too often given to-day by the popular Press and the man in the street is plain. The universe, they said, is a vast machine, and every particle of matter, from the mightiest planet to the electron, moves in obedience to mechanical law.

To refuse this mechanistic theory was naturally the object of Canon Green, and he sought to attain it by showing that evolution produced, not uniformity, but individuality while to individuality belonged uniqueness as an attribute. With this argument I

am in accord, yet the error of the doctrine which he combated can be seen from another angle, and when so viewed the illustration of the clock used by him to exemplify popular folly becomes, in another sense than he intended, a striking instance of fallacy. For any machine invented by man is due to his use of pre-existing forces. These are such as gravity, electronic action binding atom to atom and molecule to molecule, and, in and above all, energy. We know now that all matter is the expression of energy, that it constitutes alike the medium of vibration which used to be called ether, the particles of electricity composing the atomic core, and the electrons upon that core attendant. The paradox therefore is actually true that nothing material exists except energy which is not material.

## THE STUFF OF DREAMS.

Since all bodies, whether animate or inanimate, are merely manifestations of energy, we are evidently immaterial beings in an immaterial universe. Verily 'we are such stuff as dreams are made on.' Matter is simply the result of the gathering of the vibratory medium into whirlpools or stresses, and this medium again is itself an earlier expression of that universal energy which in the last analysis is will in operation.

What then is the world of sense, the world as we know it, with its million million facets and its tentacles, which wind about our souls ? That world is energy, manifested in special ways which we call physical, and construed by our senses, which are our

perceptions of vibration. Were those perceptions different, our world would be different. We see as we see, we hear as we hear, because, in their respective spheres of action, our eyes and our ears are susceptible of certain vibrations, but not of others. Below and above the scale alone accessible to our senses other vibrations are known to exist, some few of which (like the ultra-violet ray) science, through mechanical device, has brought within our cognisance. That the number of further vibrations which are unknown to us is infinite stands to reason.

## VIBRATION AND LIFE.

Moreover since within the region of our perception vibration has produced life, the argument from analogy suggests strongly that outside that region it also tends to produce it. Why, indeed, should we suppose that life exists only within the narrow limits of the infinitesimal portion of vibratory action revealed by our senses? The presumption is all the other way. The opposition that life is confined to the scale of vibrations known to ourselves may be likened to that of men inhabiting a tiny island who are aware of the rest of the world, as we are aware of the stars, but who suffer under a fixed delusion that no life can be present save in their own isolated abode.

Thus viewed, the probability becomes overwhelming that, in addition to the starry heavens, manifest in our own vibratory sphere, innumerable other universes exist, invisible to us, merely because the

vibrations that give them being are inperceptible by our senses and as yet by any instruments which we can invent. But this invisibility involves no inference that such universes, however different from ours, are immaterial in any truer sense than the visible universe is immaterial. On the contrary, both the argument from analogy and the doctrine of the unity of universal processes irresistibly force us to an opposite conclusion. For both the continuity of evolution from the electron to man and the production of life by the play of radiant energy upon matter in a certain chemical state were established by the late Sir Benjamin Moore, while the unity of natural law is declared (we might say shouted) by every fact known to science. In face of this continuity and this unity, is not the deduction as obvious as it is inevitable that invisible universes, if such exist, are not to be viewed as creations separate from the universal comity of natural law, but rather as products of creative energy linked to that law and therefore in the same line of ascent with ourselves?

## SECRET REVEALED?

Not the existence of another life, but the nature of that life, is the mystery which I am venturing now to attempt to explore. The suggestion, based not on authority, not on occultism, but on reason guided by modern science, is that the next stage of being may after all be found not wholly beyond the possibility of scientific research.

In Macaulay's magnificent essay upon Ranke's history of the Popes, he asserts that as respects natural religion–revelation being for the present altogether out of the question–it is not easy to see that a philosopher of the present day is more favourably situated than Thales or Simonides...As to the other great questions, the question what becomes of man after death, we do not see that a highly educated European, left to his unassisted reason, is more likely to be in the right than a Blackfoot Indian. Not a single one of the many sciences in which we surpass the Blackfoot Indian throws the smallest light on the state of the soul after the animal life is extinct.

This essay, published in 1810, enunciates what was then a fact. The nature of evolution and the nature of the atom were then alike unknown. But since that day biology, and chemistry, and physics have combined to revolutionise our ideas of the working of the universe, and they come towards the conclusion here stated–that the next stage of being is not more truly immaterial than this stage, not purely spiritual, but, in some more refined degree than ours, physical.

## PHYSICAL SPIRITS.

For if, for the reasons given, we have to assign physical attributes to the universe into which we pass at death, the deduction is clear that our person alities will still be enfolded in a physical tenement.

The time is assuredly come when human thought should begin to follow the road which increasing acquaintance with the methods of the Power behind phenomena has opened to us. Of those methods consecutiveness within a certain rhythmical progression is the chief up to now revealed in the visible sphere of things. Universes vaster than imagination can compass spring out of apparent nothingness and are nourished on the bosom of infinity, as the study of the nebulæ has shown. Sustained by the same Power which has created them out of Itself, has shaped them, and moulded them, and inspired their particles in the passages of eternity to bring forth life, they run their giant course, and then, as the dissolution of the atom, seen in radium. irresistibly suggests, they pass back through disintegration into the mind controlled energy which has wrought their wondrous being. But is this all ? To these prodigious births, to these enormons scenes, is there no aftermath ? While the nebulæ, while the star groups, existed, while they reigned in the heavens, consciousness, and then intellect, and then the spirit of worship, embodied in myriad forms must have been enkindled, even as in this tiny globe of ours, whence, as from an observatory, we look forth into space and time. During their process what civilisations what thought-possessed races, countless as the sands of the sea, must have marched forward from the stage of the animal across the faces of a billion planets encircling endless suns! All

passes; all vanishes. The curtain of night, where suns are not, descends.

## A BROKEN DREAM.

But, again, is this truly all? If so, progression leads to nothing, and consecutiveness is a broken dream. Does not the entire analogy of Nature as known to us here, impose inevitably the idea that these creations, visible to us, are the progenitors of others which are invisible only because they result from and are conditioned by a vibratory medium not yet discernible by ourselves? This idea gives sequence to our conception of creative energy, and of its procedure through the æons. It accords with the law of unity; it agrees with that of evolution. It fills our thought of the awful void in which suns and systems swim, like ships sunk in the depths of ocean, with a mighty vision of universes rising from other shperes. It even–though this is doubtful and speculative–suggests a conceivable explanation of that 'curvature of space' which is postulated by the theory of Einstein. Before the generations of the human race cease their brief passages under the sky, a day may come when astronomy and its kindred sciences may give birth to a science nobler still, end when that which is now invisible may be brought at last within mortal ken. Is this supposition too wild? Then let us assign, if we can, a definite limit to the progress of invention and declare that it may gradually reveal to us this and that fresh mode of vibration, yet not others.

## INTENSER LIFE.

We have to infer that our bodies, after death, will be devoid of those particles of electricity and of these attendant electrons which constitute ordinary matter. But when from that matter those stresses are removed, what remains? That vibratory medium remaining out of which the tresses were formed Hence if we believe, as all analogy impels us to believe in the continuity of physical action whether invisible or invisible worlds, the natural inference is that our future bodies will be composed of this medium. But bodies subject to physical law require a world or a state of environment similarly conditioned. Therefore we must conclude that the departed are thus encompassed. Now the vibratory medium is of an extraordinary sensitiveness. Were it not so, it could not act as the vehicle of radiation. The presumption then arises that both the realm of the dead and those, similarly constituted, who inhabit it possess this attribute. From this deduction many further inferences can be derived and, though these cannot of course convey certainty, they are distinguished by a high degree of probability. One is that a far greater intensity of life, obtains in a state of being so constituted than is found in this. For common observation shows that sensitive persons feel more, suffer more, and enjoy more than those of duller temperament, and these are the properties of intense life.

Again, we cannot avoid the reflection that beings whose bodies consist (by a hypothesis based

on reason) of the medium of vibration, unmarred by those grosser aggregations of it of which here matter is composed might be incomparably better fitted than we are to receive and to send forth 'thought waves.' Such fittingness and such sensitiveness would mean an enormous facility of communication, and a power, amongst those so disposed, of appreciating the splendours of visible, or at least of (at present) invisible, universes transcending all imagination.

## THOUGHT TRANSFERENCE.

If the overwhelming probability be recognised that human life continues, after death, under the dominion of physical law, but in a state of being incomparably more susceptible of vibratory effects than it is now, then the deduction seems to follow that those who have gone hence (if not also, the inhabitants of other invisible worlds) may naturally be accessible to thought waves from the earth, more especially if such waves emanate from persons with whom they are syntonic.*



* The Statesman Sunday February 24th, 1924.

# વાહલાંનું મરણ અને આપણી માહેતમ.

આસમાન તરફ હાથ ઉંચા કરી, ને આંખના ડોળા બંધ કરી ચેણચાલાથી કરેલી બંદગી જેમ ખરાં મનની નહિ, પણ જગતને બતાવવા ઢોંગ જેવી કહેવાય, તેમ કાળો પોશાક પહેરી મોંહપર આંસુ પાડવાથી એક મરનાર પાછળની ખરી દીલસોઝી જણાય નહી. રડવું એ કાંઇજ નહિ પણ એક રીતનું સ્વાર્થીપણુ યા મગજની નબળાઈ દર્શાવે છે. રડવામાં કશીજ બહાદુરી નથી, પણ તે મરનારની ખોટ ધીરજથી સહન કરી તેને અંતકરણમાંજ જોઇ લેવાં એજ ખરૂં પરાક્રમ છે. ખરો આદમી તે છે કે જે, પોતાની ફીદાગીરી અંતકરણમાંજ છુપાવી રાખે! અને ખરેખર એજ મરનારની ખરી લાગણી ધરાવવા જેવું છે. પણ આજે જેઓ મરનાર પાછળ રડે છે, તેઓએ પણ યાદ રાખવાનું છે કે—

સંત ગયા સાધુ ગયા, ગયા રે નુરના નુર,
ઉસ્તાદ ગયા, શાર્ગીદ ગયા, રહી ફકત ધુરની ધુર!
માત તાત સર્વે ગયા, ગયાં બેનને ભાઇ,
રૂસ્તમ સોહરાબે જંગ ગયા, રહયો ન હાતમભાઇ.
માહબુબ ગઈ, દીલદાર ગઇ, ગયો રફીક ફીરોઝ,
શા માટે તું રહયો, અય નાચીઝ "ગુલરોઝ"?
શું અદના કે આલા ગયા, ગયા શાહો સુલતાન,
અમીર ને ફકીર ગયા, ગયા કુલ માઝનદરાન!
દીનદાર ગયા, દાના ગયા, ગયા દસ્તુરે દીન,
રંક દાસને ઉઠાવી લે, તું જની દરગા—આમીન!

જે માણસો મહાન હોય છે, તેઓ આ બાબદ સારી રીતે સમજે છે આ અવનિમાં એવા કેટલાક માણસો થઇ ગયા છે, જેઓએ મરણ ઘડી તેમનો શોક જાહેર કરવા કાળા દ્રેસની ખાસ બંધી કરી હતી. એક ફ્રેન્ચ સાહીત્ય-સેવકે મરતી ઘડી એવી ઇચ્છા બતાવી કે "મારાં મરણ બાદ મારાં શરીરને પેરીસ ખાતેની ગેસ કંપનીને સ્વાધીન

કરવું, ને કહેવું કે-મારી લાશને તેઓ પોતાના વેક્યુમમાં નાંખી મને બાળી નાખે! કારણ મેં મારી મનશકિત હંમેશાં લોકોને રોશની આપવામાં વાપરી છે, અને તેથી હું ઇચ્છુ છું કે મારૂં ખાકી શરીર મારા આત્મત્યાગ પછી લોકોની રોશની આપવામાં વપરાય!”

ન્યુ યોર્કનો માછલી મારનાર માછી એક કલ્બમાં મેમ્બર હતો તેણે મરતી ઘડી એવી ખાહેશ જાહેર કરી કે તેની લાશને બાળીને રાખ કરી નાખવી અને તે રાખ ન્યુયોર્કના અખાતમા આવેલા દર્યામાં નાખવી, કારણ કે તે જગાએ તેણે ઘણીક વેળા મછી મારી ને પૈસા મેળવી સુખી દિવસો ગુજાર્યા હતા.

જોન બ્રુક નામનો શખ્શ જે આજ પંદરેક વર્ષની વાત ઉપર મરણ પામ્યો. તે એવું ફરમાવી ગયો કે તેની પાયદસ્તમાં યા બીજા કોઇબી વખતે તેને માટે શોક બતાવવા. પોતાના ડ્રેસપર કશાબી ચિન્હ પહેરાવવાં નહિ. ને બારીઓના પરડા પણ બંધ રાખવા. નહિ. વળી જાણીતા તબીબ સર મોરલ મેકેનઝીની વિધવા જ્યારે મરણ પામી, ત્યારે તેણીએ એવી ઇચ્છા બતાવી કે તેનાં છોકરાંઓએ યા સગાં સ્નેહીઓએ એક પણ કાળુ કપડુ પહેરવુ નહિ, પણ સફેદજ લેબાશ સજવો. ને કોઇએબી શોક કરવો નહિ. પણ ફરવું હરવું અને મોજ મજાહ કરવી.

કેટલાંક સમજુ લોકો એમ માને છે કે મરણ પછી કોઇએ પણ તેઓને માટે શોકના પોષાક યા દલગીરીનો દેખાવ કરવો નહિ. અને ખચ્ચીતજ વિચાર કરતાં આપણનેબી ભાસે છે કે, ગુજરેલા વાહલાંઓ માટે આપણે જે અણુહદ વિલાપ કર્યે તેથી સ્વર્ગમાં તેમનો આત્માં ખચ્ચીત દલગીર થયા વિના રહેતો ન હશે. ત્યારે જો તમે તેમ માનતાજ હો તો મરનાર પાછળ રડવાનું છોડી દયો કારણ કે રડવું એ મરહુમના આત્માના નાશ કરવાનો ગુનાહ જેવો છેઃ

જેમને ખરેખરૂ દુઃખ થાય છે, તેઓ કદિ પણ રડવાનું ઢોંગીપણું બતાંવતાં નથી. પણ મનમાં ને મનમાંજ તેઓ તેની તરફ લાગણી બતાવે છે, કારણ તેઓ મરણ જીવનનો ભેદ સમજે છે, ને જાણે છે

કે મારૂં બેશી જે આજ મરણ પામ્યું છે, એ પોતે મરણ પામ્યું નથી, પણ તેણે જે ખાકી શરીર ધારણ કરેલું તેનું મરણ થયલું છે. તે તો હૈયાતજ છે; કારણ તેનો આત્મા જે ઇશ્વરી અંશનો બનેલો એક અંશ છે તે કદિ મરણ પામતો નથી, બલ્કે અમ્મર છે. ઇશ્વર અમ્મર છે. તેણે મનુષ્યોને પોતાના અંગમાંથી બનાવેલાં છે; એટલે કહો કે ઇશ્વર અમ્મર છે તો માણસ કેમ ન હોય? આ ઉપરથી સિદ્ધ થાય છે કે મરણ જે માટે આપણે સંખ્યાબંધ આંસુઓ પાડીએ છીએ તે તે મરહુમને માટે નહિ પણ આપણા પોતાના ગેરફાયદા માટે છે. કુદરતનો કાયદો એમ જાહેર કરતોજ નથી કે એક મરહુમની પાછળ તેનાં બેશાએ રડવું! તે જે કહેવા માંગે છે તે એજ છે કે અશો રવાંનો માટે રડકુળ ના કરો, પણ પાપી માટે રડો! કુદરતના આ કાયદાને અનુસરીને જો આપણે ઇનસાફ કર્યે તો એવું જણાય છે કે, મરનાર પાછળ જેઓ રડે છે, તેમના રવાંન પાપી છે! ત્યારે જો એક રવાનને પાપી તરીકે ઓળખાવતાં દૂર થવું હોય તો દયાને ખાતર રડોં મા!

Friend after friend departs;
Who hath not lost a friend?
There is no union here of hearts,
That finds not here an end.

આ અવનિમાં કંઈ સેંકડો દુઃખો છે, ને તે સર્વે, કેટલાંક લોકોએ અનુભવ્યુ છે; પણ તે સઘળાં કહે છે કે એવાં દુઃખ કરતાં એક અતિ જાલમ દુઃખ પણ જગતમાં છે, જે દુઃખની દવા કોઈ પણ સ્થળે મળી શકતી નથી. અલબતાં આપણી ખાકી નજરે તપાસતાં મોતનું દુઃખ ને તેની આફત ઘણીજ કફોડી છે. બીજી પ્રત્યેક વસ્તુમાંથી મુશ્કેલીમાંથી આપણે મુકત થવાની કોશેષ ફતેહમંદ પાર ઉતાર્યે; પણ આ મોતની જુદાઇનો જખમ જારી રાખી તેને સદા વહેતો રાખવાને માણસ પોતેજ પ્રયત્ન કરે છે, કારણ તેમાં તેઓ પોતાની આઇન ફરજ સમજે છે, ને તેથી તે જુદાઇના આતશને પોતાના શરીરમાં ચાલુ રાખી રાતદિન વાહલાંનો ગમ હૈડે ધરી પોતાને બાળી નાખે છે. એવી એકે માતા ન હોય, જે હાંઠે કરી પોતાના બાળકથી વિખુટી થવા ચાહતી હોય!

એકે એવું સુખી જોડુ ન હોય જે એકમેકની ગોદમાંથી મોતના દેવને આધિન થવા માંગતાં હોય! એવાં કોણ બેટા-બેટી હશે, જેઓ માત પીતાની યાદ ભુલી જવા ચાહતાં હોય! પણ અફસોસ જયારે અજલનો રાક્ષસી વિક્રાળ આવે છે, ત્યારે તે માયાને લીધે સઘળાંઓ રડવા માંડે છે. પણ રડવું યોગ્ય છે? ના, ના! આપણો તે પ્યાર, જેને લીધે આપણે રડીએ છીએ, તે પ્યારને મરહુમ સાથે અતલગનો સંબંધ છે. એ લાગણી દુ:ખી હોવા છતે શાંતીમાં સમાયલી છે, અને જયારે દુ:ખનો તે દર્યાવ યાદગારીના નરમ આંસુથી સ્થિર બને છે—જયારે તે મોત રૂપી ઓચીંતી આફતનો ડુંગર સીતળ વિચારોથી નરમ પડે છે, ત્યારે એવું કોણ હશે જે આ જુદાઇનો જાલમ જખમ પોતાનાં હ્રદયમાંથી સદાનો ઉખેડી નાખવા આતુરમંદ હોય? અહા! વાહલાં મરહુમ હેતાળુ ખેશીઓ! તમારા મરણ પછી, તમારી જુદાઇના પ્રતાપે તમારા જીવતાં ખેશીનાં મન ઉપર આફતનું વાદળ ઘેરાઈ આવે છે પણ અફસોસ! જયારે મોજમજાહ તેની આંખ સમક્ષ ખડી રહે છે, ત્યારે એવો કયો ભલો, તમારો જીવતો ખેશી હશે, જે તમારી યાદ તે વેળા કરે? અફસોસ કોઇજ નહિ!! આજે આપણે ઘણીજ દલગીરી સાથે જોઇએ છીએ કે ગરિબ કરતાં તવંગરમાં મરહુમની યાદ બિલકુલ જોવામાં આવતી નથી. જે વડવાઓ બિચારા પોતાના આગલાં મરહુમની યાદ જાળવવા માથાતોડ શ્રમ ખેંચે તેજ વડવાઓના મરણની યાદ ઠોકરે મરાય એ કંઈ જેવી તેવી વાત નથી! એક બાજુ તેની લાશ ગઇ કે બીજા બે દહાડા પછી વિલનીજ બુમો પડે છે; તો કહો, કયાં ગઈ તેમની રડકકળ! કયાં ગઈ તેમની તેનાં પ્રત્યેની ફીદાગીરી! જયાં આવી રીતે બને છે, ને પછી બીજાંઓ જોય છે, ત્યારે સમજાય છે કે આવાં રડનાર જીવતાં ખેશીઓ તે મરહુમના દોસ્ત નહિ પણ દુશ્મન છે. ને વધુમાં રડવું એ કેવળ પછી હંબગ જેવું લાગે છે. પણ એટલું યાદ રાખજો કે, **મરણ પામેલાંનો મુંગો પેગામ મ્યુઝીક કરતાં પણ વધુ મધુર હોય છે.** તેમની શાંતીની જગામાં તેમની પ્યાર ભરી ભલી યાદગારી હોય છે કે જે સાથે સરખાવતા જીવતાંઓની ખુબી વટીક કમતી જણાય છે.

અહા! તે મરહુમની દફનાવવાની શાંત જગા! કે જે જોતાં આપણુને આપણા માટે મોતની ધાસ્તી પડે છે; ને ખ્યાલ થાય છે કે આજે આ મારૂં ખેશી આ શાંત જગા પર નિંદ્રામાં પડેલું છે, પણ એક દિન એવોબી આવશે, જ્યારે હું પણ આવીજ રીતે ભર ઉંઘમાં પડીશ! તે મરનારની કબરની મુલાકાત આપણે કવચીત લઇએ છીએ ત્યારે આપણા મોમાંથી મમતાળુ માયા ને હેતભરી યાદદાસ્ત સિવાય બીજું કશું વહેતું નથી! જગતમાં એવો એકે ઇનસાન હશે નહિ જે પ્રત્યેક માણસની લાશ નજીક જતાં જીગરમાં ગમખ્વારીથી એમ વિચારતો ન હોય કે જે મિથ્યા માટીની બનાવેલી પૃથ્વી સાથ તે મરનારે બાથ ભીડી હતી તેજ માટી સાથ, અફસોસ કે આજ તે મળી ગયો છે.

આજે કોઇને જીવવાનો ભરૂસો નથી; એક ઇનસાન, હું પાચ મિનીટ પણ પાછળી જીવ કાઢી શકીશ કે કેમ તે વટીક જાણતો નથી, તો ઓ માટીના માનવી! આ 'જગતની' મોહમાયામાં તેં શા માટે તારૂં મન ભેરવ્યું? પણ હજી કંઇ વખત ગયો નથી; વખત તારા હાથમાં છે, ને તેનો સારો કે બુરો ઉપયોગ કરવો એ પણ તારા હાથમાંજ છે. તો ધર કાબુ તારા મન ઉપર ને આજજ ધર ધર્મે ધ્યાન!! કારણ—

જો સચ પુછો તો ધારૂ છું, હવે આયુષ્ય થોડું છે;
ગયુ છે વૃક્ષ હવે કરમાઈ, બાકી સુકું જ છોડુ છે!
કપાળે વળો ચહડયા છે, લીધો વાળે બુરો લેબાશ,
કમરે વાંક પકડી છે, ફીકુ બનેલું મહોડું છે!
જે વાર જોઇએ દીલે શાંતી, ફિકર જંજાળ ન કોઇ પાંતી,
રે તે વેળાએ તો આંગણે બસ ચાલું વાવિઝોડું છે!
જગેજગ ને દગેદગ બસ ફિસાદ, દગો ને દુશ્મનાઇ,
અરે નારીબી રૂઠે છે ને છોડુંબી કછોડુ છે!
નથી એ વાત કંઇ એકજ ધર, બધે બધે છે એ રોદરા,
જો જોશો તો ઘણે ઘરે, નથી જોડુ, કજોડુ છે!
પરોપકાર ને ભલાઈ કેરાં તમે વાવેલાં હોય બીયાં,
પણ મળશે ફળો અપકારનાં, જગત એવું કફોડું છે!

અરે ભાઇ તું ભુલે છે કાં, ચુકે છે કાં અરે બહેની !
ના મોહીણીમાં લપેટાઇ જા, આ સંસાર તો મટોડું છે !
જે જે છે આજ નથી કાળ, આકાશ–ચક્ર તો ફરતું છે;
જે કરવાનું તે હવડાંજ કર, પછી કહેશે કે મોડું છે !

વાહલાંના વિયોગમાં આંસુ પાડતાં જીવતાં બેશીઓ ! તમો મિનોઇ અવનિમાં જાવ, અને ત્યાંનો રંગરાગ જુઓ, અને ત્યાં નિરાંતે ગોર કરી તમારાં અંતકરણ સાથે તેમનું લહેલું–દેણું ચુકતે કરી દયો ! તે મરનારે કરેલી પ્રત્યેક ભલાઇ જે તમે જીવતાં જીવત બરાબર પિછાણી નહિ–પ્રત્યેક પરોપકારી તેમનાં કામની તમે કદર બુજી નહિ એ સઘળાની માફી તમે તેમનાં મરણ પછી કદિબી આપી શકશો નહિ ! બેટા–બેટીઓ! જો તમે તમારા માત પિતાનું દીલ રંજીદા કર્યું હોય, યા એક ભરથાર જેણે પોતાની વફાદાર મહોરદારને કંઇ ગેરઈન્સાફ કર્યો હોય–યા કવચીત એક દોસ્ત, જેણે વચનથી સામાને વચનથી બેવચન થયો હોય–અને કવચીત ભાઈબેન એકમેક તરફ સખ્ત થયાં હોય ! પણ એ સઘળાંઓ તમો યાદ રાખજો કે તે દરેક ગેરઇન્સાફ, સખ્તાઇ, બેદરકારી, ખટપટ ને તમારી સઘળી બુરાઇ તમારાં મોતની પછે જરૂરજ તાજાં થશે, અને તે સઘળાં પાપી કર્મો તમારા મન ઉપર એકદમ ધસારો લાવી, જબરદસ્તીથી તમારાં શાંત પડેલાં અંતકરણને ફરી જગાડશે; જે વેળા તમો તમારાં પાપી કર્મ માટે અફસોસ કરશો. તે વેળા તમારાં સગાંસ્નેહી તમારી રડકકળ સાંભળવા આવનાર નથી; ને તમારી સાથ કશો વહેવાર રાખવાને પણ શકિતમાન થનાર નથી ! માટે એ માનવી—

જુઠી જગતકી પ્રીતમે રખ મત તું ગુમાન,
રામ નામકો યાદ કર હો સદા તેરા કલ્યાણ.
જુઠી હયે જીંદગાની દો દીનકી હએ મહેમાંની,
હરીકો ભજલે હરદમ તું જ્ઞાની હોગા બેડોપાર.

આપણાં વાહલાંઓ કે જેઓ આપણે માટે લાગણી ધરાવતાં હતાં, તેમની હાલની તે શાંતી ભરી હાલત આપણાં મનમાં કેટલા અસંખ્ય વિચારો ઉપન્ન કરાવે છે ! હંમેશ આપણી સાથના સમાગમની તેઓની માયા ને મહેરબાની, દયા ને દિલસોઝી, નેકી ને નમ્રનતાઇ,

અને બીજા પ્રત્યેક પ્રકારના લાડ ને પ્યાર જે ઘણું કરીને આપણે તેમની હૈયાતીમાં ઝાઝા ગણકારતાં નથી, ને ગણકાર્યો નહિ, એ સઘળાનો એક જાણવા જોગ ચિત્ર, જ્યારે આપણું સ્નેહી ગુજર પામે છે, ત્યારે આપણી આંખ સમક્ષ ઉભુ રહે છે. તેમનાથી છુટાં પડતી વેળાનો તે ભયાનક દેખાવ, જીગર ચીરી નાખે એવી હાય અફસોસ, તે તેમની મરતી ઘડીની તાસવીસ એ સઘળું આપણને ત્યારેજ માલમ પડે છે. તે ગુંગળાતી ગમખ્વારીથી ભરેલું તેમનું મોતનું બિછાણુ તેની ચુપકીદી ભરી સારવાર અને કાળજી ભરી બરદાસ સાથ–આપણી નજર સમક્ષ આવી ઉભાં રહે છે. છતાં પણ તે જતા જીવની છેલ્લી ઘડીએ તે નબળા, ધ્રુજતા, અશક્ત હાથોનું આપણા હાથ સાથ મળવું–તેમના લઠડતા, ધીમા, કાળજી અને લાગણી ભર્યા મીઠા–મધુર શબ્દો તેમનાં અખંડ વ્હાલની છેક અંતની ઘડીએ પણ કેવી અચુક પુરવારી આપે છે! તે મોતને કાંઠે આવેલું માનવી પ્યાર પર આફ્રિન આવી મોત બદલ જીવવા પાછું માંગે છે, પણ અફસોસ! શરીર રૂપી કેરોસીન બોકસમાંથી આત્મા રૂપી જોત બળીને ખાખ થવાથી તેની આશાઓ ફળીભુત થતી નથી; ને છેવટે એકજ આંચકી સાથે કોણ જાણે કયારે તેનો જીવ જતો રહી, માત્ર તેનાં ખાલી, ખાકી બદનને પછાડી નાસી જાય છે.

ખાકી નજરે તપાસતાં મોતનો વિયોગ બહુ કાતીલ છે, પણ આ બાજુ મિનોઇની રાહે ઇન્સાફ ચુકાવતાં તે વિયોગનું દુ:ખ હાસ્ય સરખો દિસે છે. કારણ આત્મા અમર્ગ હોય તો રડવાનુંજ શા માટે? આત્મા અમ્મર છે, એટલે ફરી તે તો આ અવનિમાં આવવાનોજ! અને તે ખરૂંજ છે. મરહુમ હૈયાત છે ને તે આપણી સાથે વાતચીત પણ કરી શકે છે, એ વાત એક સાધારણ આદમીને મશ્કેરી જેવું લાગે છે. પણ જેઓ ખુદ એ લાઇનના અનુભવી છે. તેઓ એવી બાબદો તુચ્છકારી કાઢતા નથી, પણ તેમ માનવામાં કુદરતને શરણુ થયલાં માને છે. હાલમાંજ એક નવાઇ જેવો દાખલો મારા વાંચવામાં આવ્યો જે આપણી આ બાબદને એક ટેકા સમાન છે.

* મરણ પામેલા જીવોની સાથે વાતચીત થઇ શકે કે નહિ એ સંબંધી વિજ્ઞાન શાસ્ત્ર હજી કંઈ અજવાળુ પાડી શકયું નથી. પણ

તેમ વાત થઇ શકે છે કે તે સંબંધમાં કલકત્તાના યુનીવરસીટી મેગેઝીનના અધિપતી મી. એસ. બેનરજી એક બ્રિટીશ સરકારના મોટા હિંદુ અમલદારની તેના મરનાર છોકરા તથા સ્ત્રી સાથે બંગાળાના એક પ્રસિદ્ધ સાધુની કૃપાથી થયલી વાતચીત કહે છે તે નીચે મુજબ છે:-

બંગાલામાં એક હિંદુ ગ્રહસ્થની સ્ત્રી તથા યુવાન છોકરાઓ મરણ પામ્યા હતા, જેથી તે ગાભરો બની જઇ સાધુને શરણ થયો ને પોતાના ગુમાવેલા માણસો સાથે ફરી મેળાપ કરવાની મરજી જણાવી. પણ સાધુએ મરેલાંને છંછેડવા નહિ એવું જણાવી તેની માંગણી સ્વીકારી નહિ. અંતે તે ગ્રહસ્થના કાલાવાલાથી તે તેમ કરવા કબુલ થયો. એક દિવસ સાધુએ પોતાની પુંજામાંથી પરવારી જમીન ઉપર સ્ત્રી માટે અને બાકીના પાંચ તેના છોકરાઓ માટે મળી છ આસનો તૈયાર કર્યા, તથા તેની થોડે દુર એક આસન તૈયાર કરી તે ઉપર પેલા હિંદુ ગ્રહસ્થને બેસાડી તેનાં વાહલાંને અડકવાની મનાઈની તાકીદ કરીને બેઠાં બેઠાંજ વાત કરવા ફરમાવ્યું. તથા તેને આંખો ખોલવા તથા જ્યારે સાધુ બંધ કરવા કહે ત્યારે બંધ કરવાની સરત કરી, જે તે, તેમ કરવા કબુલ થયો. બાદ સાધુ એક નાના આસન ઉપર બેસી પુજા શરૂ કરી. અર્ધા કલાકે પેલા હિંદુ ગ્રહસ્થને સાધુએ આંખો ખુલવા કહયું. આંખો ખોલતાંજ તેણે પોતાની સ્ત્રી તેમજ પાંચ છોકરાને બેઠેલા જોયા, ને તે અજાયબ થયો. તે પોતાના તે વાહલાંને ભેટી પડવાની તૈયારીમાં હતો, તેવામાં તે સાધુએ તેને રોકયો અને તેના વચ્ચે કરેલી સરતો યાદ કરાવી. થોડે વારે પેલા રવાંનમાંથી એક બોલ્યું-તમારાં પાપીકર્મ માટે અમો ટુંક જીંદગી ભોગવી મરણ પામ્યા હતા, માટે ભવિષ્યમાં તમારે તે માટે કાળજી લેવી; અને ફરી અમને બોલાવવા નહિ. વધુમાં જણાવ્યુ કે તમો ફરી પરણશો પણ સુખી થવાના નથી, કારણ તમને એક છોકરો થશે તેબી મરણ પામશે. અને આ પછી તેઓ સઘળા અદ્રષ્ય થઇ ગયાં. થોડા વખત પછી તે હિંદુ ગ્રહસ્થ પાછો પરણ્યો અને છોકરો પણ થયો, પણ પાછળથી તે સંસાર ત્યાગ કરી સાધુ જીવન ગાળવા લાગ્યો.

---

*પારસી સંસાર અને લોક સેવક-તા૦ ૨૯, માર્ચ સને ૧૯૨૪. પુસ્તક ૧૬મું, અંક ૨૬ મો, પાનું ૧૬ મું. ("મરણ પામેલા જીવો સાથે વાતચીન.")

ઉપલા દાખલા પેઠે સંખ્યાબંધ દૃષ્ટ્યંતો મોજુદ છે; જે સઘળાં પરથી આપણે આજ અનુમાન ઉપર આવી શકીએ છીએ કે જેને આપણે મોત કહીએ છીએ એ કંઇ મોત નથી; જેનું મોત થાય છે તે ખાકી શરીર છે. ઇશ્વિર જેમ અમ્મર છે. તેમ માણુસબી અમ્મર છે પણ તે છતાં માણુસ મૃત્યને વશ થાય છે એનું કારણુ શો! કારણુ માત્ર એજ છે કે મનુષ્યો ખાકી શરીર ધરાવતાં હોવાથી તેની મુદતે તે ખાકી બદનને છોડી જાય છે, જેને આપણે 'મરણુ' કહીએ છીએ. અને ખરેખર! વાહલાંના મરણુ પછી ગમ કરનારાં માનવીઓ મરણુનો અર્થ આવી રીતે સાંભળે તો કંઇક દરજ્જે તેઓ મનને રાહત આપી તનથી દિલાસો લઈ શકે!

એક સમજુ માનવી મોતની વ્યાખ્યા આમ સમજે છે છતાં તેને દિલાસો મળતો નથી, એનું કારણુ શું? કારણુ એ છે કે મન એ પણુ ખાકનુંજ બનેલું હોવાથી આપણે સાંભળેલું જ્ઞાન તે એકાએક સાંભળી મનન કરી શકતું નથી! પણુ જો માનવી મનને કાબુંમાં લઈ આત્મા અમ્મર છે, અને મારે શા માટે રડવું જોઈએ? એમ દૃઢ નિશ્ચયથી—ઉંડાણુથી સમજાવે તો તે જરૂર ગોખી શકે! કાળા માંથાનો માનવી ધારે એ કરી શકે ના સરળ શબ્દો કંઇ નિર્થક નથી. માટે આજથીજ તું આત્માની અમરગી માન ને તારાં આંસુ બંધ કર!

મરહુમ પાછળ રડનારાં મારાં ભલાં ભાઇબંધો! તમે જરા ઉંડો વિચાર કરી કુદરતની કરામતનો સહેજ નિરાંતે ખ્યાલ કરો, અને તેમ ખ્યાલ કરી તમારાં પમરાટ ભર્યાં નેકીનાં કામોથી તમારી જીંદગીનો ગજરો ગુંથો, અને મોત માટે દર પળે ખ્યાલ કરી તમારી સુગંધી ખુશ્બો ચોતરફ છુટથી ફેલાવતાં રહો! વાહલાં ગુજર પામેલાંની અશો યાદથી બનતાં સુધી તમારાં જીગરને સમાધાન કરતાં રહો! અને તેમના મરણુની શોકાતુર હાલતથી ચેતવણી લઇ જીવતાં સાથેની હવે પછીની તમારી વર્તણુકના સંબંધમાં વધુને વધુ ભલાં, પ્રમાણિક, દીલસોઝ, માયાળુ અને સદ્ગુણી થવાની પવિત્ર ફરજ સમજી અદા કરતાં રહો!!!



# મરણ પછીની માહેતમ તે માટેના કેટલાક દિલાસા પત્ર.

This world is merely a halting place on our journey; so I care nothing about life of the body. What true end can we meet with while we are passing along the road? We ought to move speedily to our own place. I conduct my worldly affairs as an actor plays his part; I am not fettered by excessive love for anything. Tukaram says "I have begun to spend my store of merit; what is there to gain in giving and taking worldly goods!"

મોત એ ખુદાએ મનુષ્ય જાતીના ભલાં અર્થે પેદા કર્યું છે છતાં ફાની જગના અજ્ઞાની લોક પર તેની જરાબી અસર થતી નથી. હવે અજ્ઞાનતાના મુલ સબબથી મનુષ્યો તેના ખેશીના મરણ બાદ જાત જાતના ટુકકા કહાડી નકામો વખત ગૂમાવી રડે છે. દાખલા તરીકે તો એક બેટો પરણ્યા આગમચ સંસારનુ સુખ ચાખ્યા વિના મરણ પામે તો તેની મયાળુ માતા રડીને કહે છે કે "ઓ મારા દીકરા તું પરણીને કાંય નહિ ગુજર પામ્યો કે અમને અતવત થતે નહિ." જો કદાચ પરણીનેબી તે મરણ પામ્યો હતે, તો બી માતા કહે છે કે "ઓ દીકરા તું કુંવારોજ મરી જતે તો કંઈ નહિ કારણ કે મારાથી તારી ધણીઆણીનું દુઃખ ને કકલાટ જોવાશે નહિ," જો કદાચ છોકરાં વગર મરણ પામે તો પણ માતા રડે છે કે "તારાં બાળબચ્ચાંનો કકલાટ અમારાથી દેખી શકાશે નહિ," કદાચ બચ્ચાં વગર જો ગુજર પામ્યો હોય તો રડે છે કે "ઓ મારા બેટા! એકુ બે બચ્ચાને મુકીને કાંય નહિ ગુજરી ગયો." જો પાંચ છ વર્ષનું બાળક મરણ પામ્યું હશે તો તેની પાછલ તેની માવતર રડશે કે "ઓ મારા બેટા જરા વધારે વર્ષ જીવીને પહેરી ઓઢીને કાંય નહિં મરી ગયો." જો મોટો થઇને

મરી જાયચ તો પણ વળી તેની માવતર આંસુ પાડે છે કે "ઓ દીકરા તું નાનો હતો ત્યારેજ કાંય નહિ મરી ગયો કે અત્યારે અમને જીગર જળવાનું થતે નહિ;" જો કદાચ પરદેશમાં કોઇનો બેટો મરણ પામ્યો હોય તો તેની માતા રડે છે કે "ઓ બેટા! અહિ શહેર ઘેરમાં આવીને કાંય નહિ ગુજરી ગયો." જો કદાચ પરદેશથી પાછો અત્રે આવ્યો હોય ને પોતાના બાપિકા ઘરમાં ગુજર પામે તોબી તેની માતા રડે કે "દીકરા! પરદેશમાંજ કાંય નહિ મરી ગયો, થોડા દહાડાને ખાતર શું કામ માયા લગાડી ગયો."

જો છોકરી હોય તો તેની માતા કહેશે કે "ઓ મારાં ધન! તું તો માયને ઉપયોગની જો! તું તો અધમણના તપેલાં ઉંચકીને ઉભી રહે જો! ધમધમ દોડીને કામ ઝટપટ કરે જો! મારી દીકરો ગાંધીના સ્વદેશી કપડાં તો પહેરવા કરે નહિ જો! બસ રેશમી સાડીજ માગે! ઓ દીકરા હવે તું ત્યાં સઘલુ પહેરશે કે! વગેરે. આવી રીતે આપણે દરેક રીતે માહેતમ કર્યે છીએ. મોતમાં શું ભેદ સમાયલો છે, એથી જેઓ બીનં વાકેફ છે તેઓજ મોત પાછલ માહેતમ કરે છે.

**ફ્યુઝબરી** નામનો જાણીતો લખનાર કહે છે કે "જેઓ ગુનહેગાર ગુજરે તેઓ માટે આંસુ રેડો, જેઓ ગુનાહ કરે તેવાં જીવતાંઓ માટે આંસુ રેડો, જેઓ આડે માર્ગે ગયાં હોય, તેવાંઓ માટે આંસુ પાડો, પણ જેઓ ધર્મી જીંદગી ગુજારી હક થયાં હોય તેઓ માટે ખુદ ખોદાનો અવાજ કહે છે કે તમો ખુશી થાવો."

પ્રિય વાંચકો! આપણા અસલી પહેલાવાનનાં નામો યાદ કરો! પહેલવાન સોરાબ કે જેનું ભર જવાન વયે મોત થયું ને તેબી તેના પોતાના બાપના હાથે! અહા વિચાર કરો કે તે વખતે તેમના જીગર કપાઇ ગયાં ન હશે! અહા! જ્યારે હજીબી હું એ ભલા મરહુમ પહેલવાનની યાદ કરૂં છું ત્યારે મારી આંખમાંથી લોહીના આંસુ વહે છે, જ્યારે તેની ભલી માવતર રોદાએનું માહેતમ સાંભલુ છું ત્યારે મારૂં અંતકરણ દયાથી ઉભાઇ જાય છે; પણ અફસોસ! કયાં સુધી એમ રહીશ? ત્રણ કે ચાર વર્ષ, મહીના, કે દિવસ! કારણ આખેર

મારો પણ એક દિવસે એવો ફેજ છે, જે દિવસે મને તદન પવિત્ર, તદન સફેદ સાહયો મારા ખાકી બદન પર લાઢવો પડશેજ.

જ્યારે રોદાબેએ પોતાના બેટાના મરણ પછી માહેતમ કરી, ત્યારે તેનો ખાવિંદ ધીરજ ને દિલાસાનાં નીચલા સખુનો બોલ્યો—

"ચાલો, ચાલો, હાલ રડવાનો વખત નથી અને રડવાનો સબબ પણ નથી. આંસુ પાડવાને માટે ને શોક કરવાનું જરાબી કારણ નથી. આવા ભલાં મોત માટે જેબી કંઈ આપણને શાંત કરે તે સઘલું છે."

એપોલોનીઅસ નામના એક અંગ્રેજ માણસને ઘણો ગુણવાળો એક છોકરો હતો, જેનું કવખતે ભર જુવાન વયે મોત થયું. જ્યારે આ ખબર તેના ફ્રેન્ડસોએ સાંભલી ત્યારે તેઓ ઘણા દલગીર થયા; જેમાં તેના એક દોસ્તે પોતાના કાગલ મારફતે દીધેલા દીલાસામાં જણાવ્યું હતું કે "મોત એ માણસ માટે સૌથી સરસ ચીજ છે."

બીટન ને કલીઓબસ નામના બેઓ બે ભાઇઓ હતા. આ છોકરાંની માતા એક પુજારી હતી, એક દિવસે પોતાની પુંજા દરમ્યાન બંદગી કર્યા પછી ખોદાથી દુવા ચાહી કે ' ઓ ખોદા મારા છોકરાંને તું એવી સરસ ચીજ આપ કે જેથી તેઓને સુખ મળે." થોડા દહાડામાં તે બંન્ને ભાઇઓ થોડા થોડા દિવસને આતરે ગુજર પામ્યા. વાંચક વર્ગ કદાચ અત્રે અજાયબ થશે કે સુખ મળે એવી ચીજ તે મોત! હા, હા. આપણા સંપુર્ણ સુખ માટેની જે આગાહી છે એ મોતને મોતજ છે. મોત એ હંમેશની નીંદમાં નાખનારૂ હઠીયાર છે; તેમજ માણસના સુખ દુ:ખના અંતનો ગેબી અવાજ છે.

પ્લાર્તુક જેનો બેટો મરણ પામ્યો હતો, તેને દિલાસો આપવા માટે ડીરટીસ નામના તેના ફ્રેન્ડે આ શબ્દો કહયા હતા કે "શું તું એમ ધારેચ કે તારા શોકથી કબર ઉપર કાંઈ અસર થશે! અથવા મોતના પંજામાંથી તારો બેટો બચવા પામશે? જો તારી ગમગીની કમી કરવાની તારી મરજી હોય તો તું સરખામણી કર અને વિચાર કર કે બીજાંઓ કેવાં દુ:ખી છે!"

**એનેકઝેગોરસ** જે એક જાણીતો ફીલસુફ હતો; તેને એકજ છોકરો હતો. એક દિવસે તે કંઇક કામમાં હતો ને તેના છોકરાના મોતની ગમગીન ખબર આવી. સર્વે અજાયબ થયા ને દલગીર બન્યા; અને કેટલાક તેને દિલાસો આપવા લાગ્યા પણ તેણે તે સઘલાંને જવાબ આપ્યો કે "I know that I begot my son mortal." "હું જાણતો હતો કે મેં જે છોકરાનો જન્મ આપ્યો હતો તે મોતને પાત્ર છે" આ ફીલસુફનું કહેવાનું એમ છે કે મનુષ્ય માત્ર જન્મયા એટલે મોત તો છેજ.

**પ્લેટો** કહે છે તેમ મરનારનો શોક દુર કરવાનો સૌથી સરલ રસ્તો એ છે કે આવી પડેલાં દુઃખ માટે માહેતમ ન કરતાં તેની અંદરથી મુકત થવાના વિચાર કરવા. દાખલા તરીકે કુટુંબનો પરીવાર પિતા મરણ પામ્યો તો બેસીને રડવામાં સાર નથી; પણ હવે કેમ ગુજરાન ચલાવવું એ બાબેના વિચાર યોજતા રહેવું.

આપણા વાહલાં ખેશીના મરણ બાદ શાંત મન ને હિંમત અખત્યાર કરવી જોઇએ. એ બાબેનો એક અગત જોગો દાખલો નીચે વર્ણવ્યો છે.

**પ્લુટાર્ક**નો એક છોકરો ગુજરી ગયો; આ વખતે તે બહાર ગયો હતો પણ ખબર મળવે પાછો આવી ઉભો. ઘરમાં તદન ગંભીરાઈ હતી તે જોઈ તેના મીત્રો વમાસવા લાગ્યા કે તેના બેટાના મરણની ખબર ખોટી હશે પણ જ્યારે ખરૂ જાણ્યું ત્યારે તેની બાયડીની વખાણ થવા લાગી કે "જેમ આજની માતાઓ જન્મ પામવા સાથે નર્સોને સોંપી દેય છે; પણ જ્યારે મરણ પામે છે ત્યારે રડારડ કરે છે, તેવી રીતે પ્લુતાર્કની સ્ત્રીએ જરાબી કર્યું નહિ. આવી વખતે એમ ગંભીરાઇ જાળવી રાખે એ ખરેજ સ્તુતીપાત્ર કહેવાય!"

**અઓગમદએચા** નામના પુસ્તકમાં જણાવે છે કે "માણસ ચાહેતો પોતાના માર્ગમાં આડે નડતી ઉંડી, ગંજાવર, જોશબંધ નદીને ઓળંગી શકે છે; ચાહે તો માર્ગમાં પડેલા અઝદાઓ, જેઓ વટેમાર્ગુઓનો માર્ગ બંધ કરી બેઠેલા હોય છે, તેમનો નાશ કરી આગલ વધે છે;

જો તે ચાહે તો રીંછ જેવા જંગલી ને વાઘ જેવા ફાડી ખાનારા પ્રાણીથી પોતાનો માર્ગ લઇ શકે; તે ચાહે તો લુટારા ને ચોરોથી પોતાનો માર્ગ લઈ શકે; જો એક મોટું લસ્કર ઘેરો ઘાલી બેઠુ હોય તો તેને હઠાવી રસ્તો લઈ શકાય; ઉપરાંત હરેક સંકટોમાંથી મુકત થઈ શકે યા સામે થઇ શકે, પણ તે કદીબી મોતની સામે થઇ શકશે નહિ, કારણ મોત કોઇનેબી છોડતું નથી પછી તે ગમે એવો બળવાન કાંય નહિ હોય. ઇરાની પાદશાહ કાઉસ જે તરેહવાર યુકિતથી આકાશ તરફ હવામાં ઉડવાને શકિતમાન થયો હતો; તુરાની પાદશાહ અફ્રાસીયાબ જે ચએચસ્ત સરોવર નજદીક જમીનના પાતાળમાં મકાન બાંધી ભરાઈ બેઠો હતો, તેને મોતે છોડયો નહિ. પાદશાહ ઝોઆક જેણે જાણ્યું હતું કે ફરેદુનના હાથે તેનું મોત નીપજશે, તેણે તે મોત તાળવા ગમે એટલી કોશીષ કરી, તેણે ફરેદુનના બાપને મારી નાખ્યો, તેના રખેવાળને મારી નાખ્યો, વગેરે ઘણા ઉપાય લીધા પણ તેનું પણ મોત આવ્યું. જો મોત કોઇને છોડતે તો ગયોમર્દને યા હોશંગને છોડતે; મોત જો છોડતે તો જગપસીદ્ધ પાદશાહ જમશેદને છોડતે કે જેનાં રાજમાં તરેહવાર રીતે સુખ શાંતી હતી, બિમારીને મોત હતાં નહિ; જો મોત કોઇને છોડતે તો ફરેદુન કે જેણે બિમારી માટેની જાતજાતની દવાઓ શોધી કહાડી હતી તેને છોડતે.”

ત્યારે ઉપલા દૃષ્ટાંતથી સમજાય છે કે મોત કોઇને પણ છોડતું નથી, ભલા ભલા ધનેતરો, રાજપાટો, બાગબગીચાઓ, પાદશાહ પહેલવાનો, પીર પેગામ્બરો, વગેરે પોતાની હકુમત તજી આ ફાની જગ તજી ગયા છે તો આપણ જેવા ગરીબના તે શી આસરા!

કોઈનું મોત થાય છે, ત્યારે આપણામાં તેની દલગીરી જાહેર કરવા માટે રડવું એવો વિચાર આપણામાં જડ ઘાલી બેઠો છે; કેટલાંકો એમ રડે છે, એ માટે મેં ઘણાંથી સાંભલ્યું છે કે મરણ પછી રડવું તો જોઇએજ કારણ નહિ તો કોઈ કહેશે કે કઠણ હૈડાના માણસ છે. મરણ પછી માહેતમ નહિ કરવું એ વિચારને હું મલતી છું. પણ જેઓ લોકને બતાવવા ગળાં ઘાટાં પાડી રડે છે તેઓને હું ખરાં અંતકરણથી ધીક્કારૂં છું. વળી બીજો વિચાર એ છે કે એક મરનારના

જીવતાં બેશીને દિલાસો જો દેવો હોય, તો કહેશે કે "માય હવે રડો ના તમારા બીજાં વાહલાંને જી માંગી બેસો" અહા! શું મઝાનો દિલાસો! પારસી કોમનાં બૈરાં હવે તો હું ધારૂચ તેમ બેરીસ્ટરની પદવી ઉપર આવશે! દિલાસો દેનાર પોતે શું કહે છે એ પોતેજ ન સમજે તો મને વિચાર થાયચ કે સામા માણસ કેમ સમજી શકે! દિલાસો દેનાર, ત્યારે ઉપલા બોલ બોલી એમ કેહેવા માગે છે કે હવે તમો તે મરનારને ભુલી જાવો, ને આ જીવતાં છે તેને સંભાલો કારણ નહિ તો એબી મરી જશે! ત્યારે મરનારના બેશી હવે જોઈ શકશે કે પોતાને દિલાસો જે અપાય છે એનો ખરો ભાવાર્થ શું થાય છે.

કેટલીક વાર એક કાબેલ બાગબાંન કોઈ નાંદર સુંદર રોપાને તે રોપાનાંજ ભલા માટે તેને વધારે ખીલવવા માટે રોશનીમાંથી તદન અંધારા ગારમાં મૂકે છે; જ્યાં તે વધારે સારી રીતે સુંદર પીલા કાઢે છે. ત્યારે તેવીજ રીતે આપણા ભલાં મરહુમ રવાંનના બાબમા પણ છે. જો તે કીરતારની મરજી તે મરનારનુ ભલુંજ કરવાની હશે તો પેલા કાબેલ બાગબાંનની માફક અંધારા મોતમાંથી યા દીવામાંથી બહાર નીકલી **બહેસ્તના બાગની રોશનીમાં** આવી શકશે. માટે મોતથી જરાબી માહેતમ કરવાનું નથી પણ ઉલટાં ખુશી થવું જોઇએ.

ખુદા દયાળુ છે, ખુદ તે દયાનો ભંડાર છે, તો વિચાર કરો કે તમારા મરહુમ બેશીને શા માટે તે દુઃખમાં નાખે! જો તમો તમારા બેશીના મરણ માટે વિલાપ કરો છો, તો ત્યારે એથી એમ સાબીત થાય છે કે તમને તે **પવિત્ર બાપ** ઉપર ભરોસો નથી. આ ફાની જગમાં આપણા માથાં ઉપર જેમ માબાપ છે તેવીજ રીતે તે **મિનોઈ** જેહાંનમાં મરહુમ બેશીની સંભાલ રાખનાર **ખુદા છે.** માટે મરહુમના મોત માટે વિલાપ કરવો નહિ. તમને એક બેશી બહાર ગામ જવા તેડવા આવે તો તમો ખુશીથી જવા માટે તૈયાર બનો છો; ત્યારે હવે એમજ ધારો કે તમારા આત્માને **ખુદાનો કાસદ, મોત** તેડું કરવા આવે તો તમો તેને પાછો કેમ મોકલી શકો! જેમ તમો તમારા બેશી સાથે જવા તૈયાર થયાં તેવીજ રીતે મોત તેડું કરવા આવે તો ખુશીથી તેની સાથે જવું જોઇએ.

મનુષ્યનો આત્મા જ્યારે આ ફાની જગથી પાકો અનુભવી થાય છે, ત્યારે તે બીજું નવું જ્ઞાન સંપાદાન કરવા મોતની તૈયારી કરે છે. એટલે ત્યારે મોત એ ખરેજ મોત નથી પણ આપની જીંદગીનું બીજુ સ્વરૂપ છે, જે પેલી જેહાંનમાં નવું જ્ઞાન સંપાદાન કરવા જાય છે. એક ભાઇબંધ બહાર પરદેશ ગયો હોય ને તમો જેમ હાલ અત્રે બેસી રહો છો, તેવીજ રીતે તે મરનાર પરદેશમાં ગયો છે એવો ખ્યાલ રાખી ફરવું.

## મોત માટેનું સામાન્ય મત.

"Him whom the Gods do love they cause to die."

મોત એટલે શું! એનો સંપુર્ણ અર્થ ત્યારે આપણે સમજી શકયાં. મોત એ કંઇજ નહિ પણ આપની આંખનો એક ફેરફાર છે, જેનાથી આપણે મોત થયુ એમ કહીએ છીએ. જેને આપણે મોત કહીએ છીએ એ ખરૂ જોતાં મોત નથી એ આપણે આગલ સાબીત કરી ચુકયાં છીએ. આપણો આત્મા અમ્મર છે. લોંગફેલો કહે છે તેમ "સંપુર્ણ મરણ અથવા હૈયાતીનો સમુળો છેડો એવું કંઇ નથી પણ માત્ર ફેરફાર છે." શિયાલાની સીઝનમાં પોણે ભાગે સઘલા ઝાડો સુકાઇ જઇ કરમાઇ જાય છે; જે જોઇ આપણને તે મરી ગયુ એમ ખ્યાલ થાય છે; પણ નહિ, તેમ નથી. આગલ વિચાર કરો. જ્યારે ચોમાસુ બેસે છે કે તે ઝાડ પાછા તતાર થઇ જાય છે, ત્યારે એનોજ દાખલો સંભારીને વિચારવાનું છે કે મોત થયા પછી માણસ સદાનું ગયું એમ થરતું નથી; પણ તે રવાંન ઉત્તમ જીંદગી મેળવવા માટે મિનોઈ માર્ગમાં ગયું છે.

મનુષ્યની જીંદગી દરમ્યાન આપની આ જગત એક ખાલી સ્વપનાની મિસાલ યા મુસાફરખાના તરીકે ગણાવી જોઇએ. એક યુનાની ગ્રંથકર્તાએ જીંદગીને એક પંતગીઆ સાથે સરખાવી છે. અને એજ

મતને માટે આત્માજ્ઞાન ધરાવનારો જાણીતો ફીલસુફ સર હમફ્રી ડવી કહે છે કે "કીડા અને પંતગીઆના આવા ફેરફાર કરતાં માણસ જાતના આત્માના મરણ બાદના ફેરફાર વધારે સંભવીત છે."

મનુષ્યની જીંદગી એક તંબુર અથવા મુસાફરીની એક મંજલ બરોબર છે. દરેક ઇનસાને પોતાની બાકી જીંદગી દરમ્યાન પોતાનો તંબુ ઉઠાવી મિનોઇ જેહાંન તરફ કુચ કરવાની છે, એ નિયમ યાદ કરી સર્વેએ પોતાની મુસાફરીની મંજલ માટે તૈયાર બની ઉભુ રહેવુ જોઇએ. જીંદગી એક મુસાફરખાનું છે, એ વાતની સાબેતી માટે નીચલો દાખલો પુરતો છે.

એક દિવસ એક ફકીર મુસાફરખાનું સમજી તેજ શહેરના રાજાના મહેલમાં ધુસી ગયો. આ જોઇ ચોકીબાન તેની તરફ દોડી આવ્યો ને તેને અત્રે ધુસી જવાનું કારણ. માગ્યું. ફકીર બોલ્યો "હું અંજાણો છું, માટે એક રાત અત્રે આવેલાં આ મુસાફરખાનામાં ઉતરવાની જરૂર જોઉ છું.". ચોકીબાન ને મુસાફર વચ્ચે આ પ્રમાણે વાતચીત ચાલતી હતી તેટલાં પ્રધાન આવી લાગ્યો ને તેમની તકરારનું કારણ માગ્યું. સઘલી હકીકત સાંભલ્યા પછી પ્રધાન બોલ્યો "હે બેવકુફ! શું તું એટલો બધો મુર્ખ છે કે મહેલને ધરમશાળા તરીકે ગણે! નીકલ અહિંથી!" એમ કહેતા તેણે તેનું પાખડું ધરી ધસડી નાંખ્યો. ફકીરને આથી ગુસ્સો તો ઘણો થયો છતાં સમયસુચકતા વાપડી બોલ્યો "સાહેબ તમે મને કહાડી મુકો તે આગમચ આ ગરિબનું જરા સાંભળી લો. હું એમ પુછું કે "આ મહેલનો બંધાવનાર હાલ હૈયાત છે!" પ્રધાન તેની તરફ અજાયબીથી ટીકતાં બોલ્યો "મુર્ખ હજી એટલુંબી જાણતો નથી કે આ મહેલને બાંધ્યાને ચારસે પાંચસે વર્ષ થયાં, તો શું તું એમ કહેવા માગેચ કે તે બાંધનાર આ સઘલા વર્ષ સુધી જીવવા પામ્યો છે! તારા બાપ દાદાએ એટલાં વર્ષ કાહડેલાં કે, મને સવાલ પુછેચ!" "સાહેબ હું બી એમજ કહું છું કે આ મહેલ કોણે બંધાવ્યો ને તેમાં કોણ વસે! બિચારો તે તો પૈસા ખર્ચી સઘલુ અત્રેજ મુકી ગયોની! ત્યારે તું વિચાર કે એ મહેલ બાંધનારનીજ માફક હું પણ એક રાત રહી ને પછી ચાલી જાઉં તો શું અડચણ છે!" વજીર ને

તેજ ઘડી મોતનો ખ્યાલ થયો કે "ખરેજ આપણા મોત પછી સર્વે શા ખપનું છે! જીંદગી એ તો જાણે એક ખાલી ત્યારે સ્વપનજ કે!"

મનુષ્ય માત્રનો ખવાસ આ ફાની જગમાં ઘણો ઢળેલો છે. એટલે મોતનાં પેગામ વેળા તેમાંથી મુક્ત થવા ગમતુ નથી; માટે દરેકે જીંદગીની ખાલી મોજમજાહ કરતાં મિનોઈ–જ્ઞાનમાંની મજાહમાં રમવું એ બંન્ને જીંદગીને માટે સુખદાયક છે. આપણાથી થાય એટલાં ને બની શકે તેટલાં ભલાઈના કામો કરવાં ને મોત માટે તૈયાર ઉભુ રહેવું એ યોગ્ય છે.

**મરે જો તું માનવ તો જશથી મરી જા,**
**અરે! તું ભલાઇના કામો જગમાં કરી જા.**
**જગતમાં ખરેજ છે ભલાંની ભલાઈ,**
**કરી લે તેપર વિચાર તું રે જરા ભાઈ.**
**નથી આવવાનું કશું આપણી સાથ,**
**કહે "પીલાં" હાથે કરેલુંજ આવશે તમ સાથ.**

એક સાહુકાર પાસ આપણે વ્યાજે રૂપીઆ લીધા, તો હવે તમો શું કરો! તેનાં પૈસા તમો પચાવી લેશો કે તેની મુદત પ્રમાણે વ્યાજ સાથે પાછા આપશો! જવાબમાં તમો કહેશો કે વ્યાજ સાથે તેના રૂપીઆ પાછા આપીશું. ત્યારે તેવોજ રીતે વિચાર કરો કે તે પાક પરવરે તમારે સ્વાધીન આપેલાં વાહલાંને તમો હંમેશ માટે રાખી મુકશો કે વખત આવવે પાછા તેને સોંપી દેશો! અલબત સોંપીજ દેવા જોઇએ કારણ એ આપનો ખજાનો નથી. જેવી રીતે તમો સાહુકારની પાસથી લીધેલા રૂપ્યા પાછા આપી દેઓ છો, તેવીજ રીતે ખુદાની પાસથી લીધેલાં બાળ બચ્ચાંને શા માટે પચાવી પાડવા! ત્યારે તો તે પણ આપીજ દેવાં જોઇએ!!! જો મનુષ્ય મન સાથે આવી વાત કરે તો હું ધારૂ છું તેમ તેથી મોતની બ્હીક તેમજ તે પાછલ રડવાનું હંબગ સદાનું નાશ પામશે, અથવા તે પર હંમેશ માટે કાળા પરદાનો અંધકાર વ્યાપેલો રહેશે.

મનુષ્ય મોત માટે ડરે છે એ માટેનું કારણ ત્યારે એ કરે છે કે મનુષ્ય પોતાના બદ્દ કૃત્યની સજા માટે બીહે છે; કે રખે મને શિક્ષા

થાય! અફસોસ! જો એવોજ ખ્યાલ મગજમાં થએલો હોય તો ખરેજ અફસોસ સાથે બહુ શરમ ભરેલું છે. દુન્યામાં જેમ ગમે એમ વર્તીને પાછુ ઉત્તમ સુખ મેળવવા માગ્યે એ કયાંથી બને! બેકન કહે છે તેમ આપની ગુનાહની શિક્ષા માટે અને બીજી દુનીઆના માર્ગ તરીકે મોતનો વિચાર કરવો એ ધર્મી તેમજ નેક કામ છે. એટલા માટે મોતની ધાસ્તી તેમજ ત્યાંની શિક્ષાની દહેશ્ત મનમાંથી તજી દઇ મોત આવે એવી દુવા હંમેશા ઇચ્છતા રહેવું. એડીસન કહેતો કે જ્યારે હું કબ્રસ્તાનની મુલાકાત તેમજ મરનારોની ટીપ વાંચતો ત્યારે મને તેથી ઘણો ધડો મલતો હતો. કારણ કે તે વાંચી મને મોતની યાદ ભીત્તરમાં કોતરાઈ રહેતી હતી.

હિંદુઓના પ્રખ્યાત ઉપનિષ કહે છે કે "મોતના જેવો બીજો કોઇ પણ શિક્ષક આપણને મળનાર નથી." ઉપરાંત દેલફીયને પોતાના દહેરાની ઉપર નીચલો લેખ કોતરાવ્યો હતો—

"તું પોતાને પીછાનતો રહેજે." ઉપલા ભાવાર્થની નેમ એ છે કે જેબી કોઇ તે દહેરાંમાં દાખલ થતું, તો તેજ ઘડી તેને ખ્યાલ થતો કે મરણનો ભય નજદીક છે, માટે ખુદાને ભજ. અને એજ મતના આધારનો એક દાખલો નીચે મુજબ છે.

ડો. બરનીયોની એક મહાન ધર્મગુરૂ હતો. એક દિવસે પોતાના ફ્રેન્ડની સાથે તે એક ગેમ રમતો હતો. રમતાં રમતાં બરનીયોની બોલ્યો "મીત્રો, એમ ધારો કે હાલ મોત આવી ઉભું તો તમે શું કરો?" ફ્રેન્ડસોમાનો એક બોલ્યો "જો અત્રે મોત આવી ઉભુ તો હું તો દેવળમાં જાંઉ ને બંદગી કરવામાં મશગુલ બનું." બીજો બોલ્યો કે "હું તો અત્રે જ્યાં છું ત્યાંજ પગે પડી મારા ગુનાહની તોબેશ કરૂ." ત્યારે છેલ્લે બરનીયોની બોલ્યો કે "મીત્રો હું તો તમારાથી તદન જુદાં મતનો છું. જો અત્રે મોત આવ્યું તો હું તો ખુશીથી હાલ જેમ રમું છું તેમજ રમ્યા કરૂં."

ઉપલા દાખલા પરથી જણાશે કે મોત ગમે તે વખતે પણ આવે, છતાં આપને તૈયારજ ઉભુ રહેવું કારણ મોત માણસને પુછીને આવતું

નથી. પણ જ્યારે તેની ઇચ્છા થાય છે ત્યારે ગમે તે દહાડે, મહીને અને વર્ષે તે આપણને તેડું કરવા આવશે.

એક ફીલસુફે પોતાના લેકચર દરમ્યાન એક વખતે મોતના વિષય ઉપર વાદવિવાદ કરતાં કહયું હતું કે 'ભાઈ તું જન્મ્યો ત્યારે સર્વે હસ્તાં હતાં, પણ તું રડયો હતો. પણ હવે તું એવું કર કે જ્યારે તું મરણ પામે ત્યારે સર્વ રડે ને માત્ર તું હશે!" આ ફીલસુફની કહેવાની નેમ એ છે કે જ્યારે મનુષ્ય માત્ર દુન્યામાં જન્મ લેય છે ત્યારે તેના ખેશી એક નવા બાળકનું જન્મ પામવું થયું એ માટે હસે છે, પણ તે વખતે તું રડે છે. માટે હવે તું એવું કાર્ય કર કે જે વખતે તું મરણ પામે ત્યારે ખુશ ખુશાલ બનીને જાય કે મેં સારા વિચાર, વચન ને કામો કર્યા એટલે મોત પ્રસંગે માત્ર તું ખુશ ખુશાલ જશે પણ તે વખતે તારાં ખેશી તારા વિયોગ માટે નવધાર આંસુ ખેરવશે.

. . . .

વારૂ! મને કોઈ કહેશો કે બાળક જન્મ વખતે રડે છે કેમ! ઘણાંકો કહે છે કે એનો તો ખાસ કાયદોજ છે કે બાળક જન્મે ત્યારે રડેજ! પણ હું એ વાતને મલતી નથી. રડવાનું કારણ મુળ તો એ છે કે તે નાનું બાળક રડીને ખુદાને એમ કહે છે કે "હું હાં, તું તાં," એટલે રડીને કહેવાની મુળ સમજણ એ છે કે તે બાળક જન્મતા સાથેજ આ જગમાં આવી ગભરાઇ જાય છે તે ખુદાને કહે છે કે હવે આપણે એકમેકથી જુદાં પડયાં છે માટે હજીબી મને તારી પાસબાનીમાં રાખ; કારણ હું તારી ગોદમાં આનંદથી દીન પસાર કરતું હતું, પણ કોણ જાણે હવે આ દુન્યામાં શું "તેરી કુત્તા મેરી કુહાડી" વાળો ઘાટ થશે.

દુન્યામાં હજારો વિદ્વાનો, ફીલસુફો, પંડીતો, વગેરે પડેલા છે; જેઓ તરેહવાર રીતે ધર્મની ફીલસુફી જણાવે છે; પણ તે ફીલસુફી કેવી! તે માટે એક અંગ્રેજ સાક્ષર કહે છે કે "It is a meditation upon death." તે ફીલસુફી મોતના વિચાર માટેની છે. ડા. ફ્રેઝર પોતાના લખેલાં એક શાસ્ત્રમાં મોત માટે કહે છે કે "મોત દુનીઆનો છેવટનો ભેદ છે કે જે ફીલસુફીને ઉતપન્ન કરે છે. આ ફીલસુફી ધર્મ સંબંધી આકીન યા આશા ને બહાર પાડે છે."

આપણે પહેલાંથી તે છેવટ સુધી જે વાંચી આવ્યા છૈયે ને વાંચીએ છીએ તે ત્યારે સઘલુ શું છે! માત્ર એટલુંજ કે જેમ જગમાં ગરીબાઇ પછી તવંગરી સરજાયલી છે, તેવીજ રીતે જન્મ સાથે મોત પણ ભેલાયલું છે. મોત નજદીક છે એ ખ્યાલ અંતકરણમાં કોતરી રાખવો, અને જેમ લાંબી મુસાફરીના અસબાબ માટે વસ્ત્ર, પૈસા ને જોઇતી સામગ્રી તૈયાર રાખો છો તેવીજ રીતે મોતને માટે હુમ્ત, હુખ્ત, હુવર્શ્તનો ખજાનો એકઠો કરી રાખવો જોઇએ. ઉપલા ત્રણ શબ્દોની મતલબ માત્ર એકજ શબ્દ અશોઇમાં સમાઈ જાય છે. મનુષ્યની માલમતા, ઘોડા ગાડી, ખજાનો વગેરે કોઈ પણ માત્ર અશોઈ વિના આવશે નહિ.

## મરહુમની ભલી યાદ કેમ ગુજારવી જોઇએ.

આદખ્યુનાંમચ અષઓનાંમ્ ફ્રવષયો યજમઇદે, ઉજદખ્યુનાંમ્ચ અષઓનાંમ ફ્રવષયો યજમઇદે, નરાંમચ અષઓનાંમ ફ્રવષયો યજમઇદે, નાઇરિનાંમચ અષઓનિનામ ફ્રવષયો યજમઇદે, વીસ્પાઓ અષાઉનાંમ વંઘઉહીશ સુરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજમઇદે, યાઓ હચ ગયાત્ મરેથ્નત આ સઓષ્યન્તાત વેરેથ્રદનત.*

અર્થ:—આ દેશમાં વસનારાઓમાંના અશો (લોકોનાં) ફ્રોહરોને હમો માન સાથે યાદ કર્યે છીએ, દેશની બહારના (યાને બીજા મુલકોમા) વસનારાઓમાંના અશો (માણસો)નાં ફ્રોહરોને હમો માન સાથે યાદ કરીએ છીએ. અશો નરનાં રવાંનને હમો માનથી યાદ કર્યે છીએ. અશો નારીનાં રવાંનને હમો માન સાથે યાદ કર્યે છીએ. અશો (લોકો)નાં તમામ ભલાં, શુરાં, (તથા) (દુનીઆંની) આબાદી કરનારાં ફ્રોહરોને જેઓ ગયોમર્દથી (તે) ફ્તેહમંદ સોશ્યસ સુધીનાં છે (તે બધાંને) હમો માન ભરી યાદથી યાદ કરશું.

*યજશ્ને હા. ૨૬ ફ. ૯–૧૧.

આપણે આગલ વાંચી આવ્યાં તે મુજબ એક મરનારના ગમગીન મોત માટે આપણે વિલાપ કરીએ છીએ. પણ રડવા કરતાં તે મરનારની ભલી યાદ હૈડે ધરવી એ માહેતમ કરતાં અસરકારક તેમજ ફાયદાની છે, એટલા માટે કેટલોક અભયાસ કરવા યોગ્ય સુચના નીચે જણાવી છે; કે જેથી મોત વખતે ગીરફતારી તેમજ આફતમાં આવેલાં ભાઇબંધોને તેઓનાં **દુ:ખમાં શાંતી તેમજ રાહત મલે,** તેમજ પુરતી ધીરજ સાથે સબુરીનો ગુણ અખત્યાર કરી પોતાના વાહલાં ગુજરનાર તરફની છેલ્લી પવિત્ર ફરજ અદા કરવાને તેઓ શક્તિમાન થાય.

૧—આપણે આગલ વાંચ્યું તેમ એક મરનારની છેલ્લી ઘડીએ તેના સગાં–સ્નેહીએ રડારડ ન કરતાં ચુપકીદી અખત્યાર કરવી જોઇએ. આપણા અંતકરણમાં ગમે તેટલું થતું હોય તોપણ આપણાં **વાહલાં ગુજરનારનું હીત હૈડે ધરીને** તે પ્રસંગે શાંતી રાખવી જોઇએ, કારણ કે તે મરનારની કીમતી છેલ્લી ઘડીમાં જે તે બોધ લેય છે એમાં આપણે ખલલ કરી તેને ભુલાથાપ આપીએ છીએ. રડવાને બદલે તેના કાનમાં અવસ્તાના કીમતી ફકરાઓ નાખવા કેજેથી તે પણ સાથે શાંત રહે. તેમજ તે રવાંન મિનોઈ સૃષ્ટિમાં આગલ વધતો રહે. એવા પાક શબ્દોને ભલા વિચાર ઉચરવા જેથી મરનાર તેમજ જીવતાં સર્વેને ફાયદોજ છે.

૨—તે મરનાર કુટુંબના ઘરમાં જે વડો હોય તેણે પોતે હિંમત અખત્યાર કરી બીજા સગાં–સ્નેહીને ધીરજ ને હિમ્મત બક્ષવી જોઇએ. તેમજ આંસુની ધાર નહિ પાડવા માટે બોધ આપવો; પોતાની ગમગીનીમાં તેમને ભાગ લેતાં શીખવવું જોઇએ, દલગીરી ને મધ્યપણું રાખી તે મરનારના મોતનો ભારી કારી જખમનો ફટકો ખમવાને પોતાથી બનતા દાખલા દલીલ ટપકાવી પોતાના જેવા હિમ્મતવાન બનવા ઉત્તેજન આપવું.

૩—ગુજરનારની પાછલ હરગેજ માહેતમ ન કરવી, પણ આપણા ભલાં વિચાર મારફતે તેમને બેહેસ્તમાં જલદી પહોંચાડવાની બંદગી કરવી જોઇએ, આપણા ગુજરનાર આપણી પાસેજ છે

એવો ખ્યાલ રાખી ચાર પાંચ મિનીટ તેને માટે ખરાં જીગરથી તથા પુર ભક્તિ ભાવથી જોશ ભર એવી દુવા ચાહવી કે તે રવાંન જ્યાંબી હોય ત્યાં હંમેશ ખુશાલ રહે; તેમજ તેની આસપાસ સદા સુખજ પંથરાયલું રહે. હંમેશાં તે બહેસ્તના માર્ગમાં આગલ વધતો રહે અને આ ફાની જગથી તેનું મન મોકળુ થાય. આવા ગંભીર વિચારથી તમને તમારૂ વાહલું જીવતુંજ છે એમ દેખાશે. માટે દરેક જરથોસ્તીની ફરજ છે કે તેણે પોતાથી બનતી બંદગી તેના માટે કરી પોતાની એક પવિત્ર ફરજ (Duty) લેખી તેને મદદ કરે. મરનારને માટે પવિત્ર ભણુતર જો ખરાં અંતકરણથી પઢવામાં આવે તો તે બંદગી ખરેખર તે મરનારને પુગે છે.

૪—જો કોઈ ગરિબ આફતમાં આવી પડયું હોય, મગર ગરિબને મદદ કરનારૂ ખાતું હોય, ત્યાં રવાંનની ખુસ્નુદી ખાતર શક્તિવાળા ભાઇબિંધોંએ પોતાની એક કીમતી દોલતનો ભાગ અર્પણ કરવો જોઇએ. 'તવંગરોનું આ માટે ખાસ લક્ષ ખેંચું છું, કારણ કે મરનારની પાછલ સખાવત કરવી એ રૂડુ કર્મ છે. માટે તેમ કરવામાં જરાબી ઢીલ કરવી નહિ. મરનારની મહેરથી તમો ઉપર તમો ખર્ચશો તે કરતાં પણ ડબલ પૈસા તમને મલશે માટે પૈસાદારે પોતાની પુજીનો સદ ઉપયોગ કરી પોતાના મરનારને ખુશાલ કરવો જોઇએ.

આહા!! વહાલા હેતાળુ જીવદાઓ! જેમની પવિત્ર યાદ આપણે આ ફાની જગમાં હજી સુધી લોહીના આંસુથી કર્યે છીએ. અહા! તેમને મળવાને આપણું અંતકરણ કેટલું બધુ તલપે છે! અને ફરી એકવાર તેમની સાથે વસવાનું આપણું કેટલું બધુ મન થાય છે! તે પવિત્ર પ્યાર છે કે જે મિનોઇ જેહાંન અને ફાની જગને સાંકલથી જોડે છે; અને તેથી કરી પેલી જેહાંનમાં પરલોકવાસી થયલાં વાહલાંને આપણી સાથે પ્રેમના ગાંઠથી બાંધી રાખે છે. અને તેથી કરી આપણા અંતકરણમાંથી હેતનું બળતું કદી બુજાઈ જઈ શકતુ નથી. આ પ્યાર આપણને પવિત્ર બનાવે છે. આપણા વાહલાંઓ સાથે પાછાં જોડાવાની

આ આશા અધર્મ સામે થવા આપણો રહાબર રક્ષણ કરનારો ભોમીઓ છે. હરેક કોઇ તેના સગાં સ્નેહી જેઓ બહેસ્ત–મુકામ પુગા છે તેમને જીવતાં મનુષ્ય ખરી ભકિતથી જોઈ શકશે.

આપણી સર્વ ઈચ્છા તે **પરમકૃપાળુ ખોદા** તરફ ઢળી જવી જોઇએ. નિતી ને નેકી સાથે આપણા જાનનો હવાલો તે **કીરતારને** અશોઈથી કરવો જોઇએ. આ દોરંગી દુન્યાની ખટપટમાંથી આપણો છુટક કરવા જે સરજાયલું છે, તે મોત છે. **મોત** એ એક **ખુદા** તરફનો **કાસદ** છે. માટે આ કાસદને માન આપી મોતની ધાસ્તી દૂર કરીને **તે દાદગરની દરબારમાં હસ્તે મુખડે હિમ્મતથી જવું જોઇએ.**

# મરહુમ વાહલાંની ભલી યાદથી, તેનાં જીવતાં ખેશીને થતો ફાયદો.

"The Fravashis are those forces that are born of the great and good activity of all classes of human beings and which advance humanity towards a higher and still higher condition of existence."

જયારે આપણા ખેશી, માત કે પીતા, ભાઈ કે બેન, સાસુ કે વહુ, ભરથાર કે મહોરદાર, કે એક નાનું બાળક મરણ પામે છે, ત્યારે આ અવનિના મતથી તે 'બહેસ્તી,ને મિનોઈ અવનિના મતથી 'અશો ફ્રેરોહર' ને નામે ઓળખાય છે. આપણે વારંવાર બોલ્યે છીએ કે ફ્રેરોહરોને શાંતી હોજો! પણ ફ્રેરોહર તે કોણ? ને શું? જુઓ, એ માટે એક ધર્મ અભયાસી જણાવે છે કે– "તેઓ જોરાવર, કઉવતમંદ, ફતેહમંદ, એજમતી ને નુરમંદ ખુબી ધરાવનારાં છે. આ ફ્રેરોહરોની મદદથી દાદર અહુરમજદ આસમાનને ટેકવી રાખે છે. અને તેને સેતારાથી સણુગારેલુ ને મિનો યજદથી બનાવેલુ વસ્ત્ર પહેરેલું છે. આ પૃથ્વીને અહુરમજદ ફ્રેરોહરોની મારફતે ટેકવી રાખે છે, કે જે વિસ્તારવાળી, પહોળી ને મોહટી છે. ફ્રેરોહરો ને લીધેજ બાળકો માતાના પેટમાં જીવતાં રહેછે;

તેમની મદદથીજ ઇનસાનો હૈયાતી ભોગવે છે. જો તેઓ ન હોય તો દરૂજ ને ખરાબીનું જોર ચાલે. ઝરાના પાણીનું વહેવું, ઝાડપાનનું ઉગવું, ને પવનનું ફુંકવું એ ફરોહરોને લીધેજ છે.

"જેઓ ફરોહરોને ચાહીને નોતરેછે, તેમની મુરાદ તેઓ બર લાવે છે. બિમારને તેઓ તંદુરસ્ત, ને રાસ્ત મનુષ્યોને તેઓ કીર્તીવાન બનાવે છે. તેઓ જેમ જીવતાંઓના છે, તેમ મુએલાનાં, ને હવે પછી જન્મ લેનારાઓના પણ મદદગાર છે. જીવતાંઓના ફરોહરો ગુજરેલાંઓના કરતાં વધારે અસરકારક છે. આપણી ધાસ્તી, દહેસ્ત ને ફીકર ફરોહરો વખાણવાથી દુર થઇ શકે છે. ફરોહરો સદા હૈયાત છે. માણસ ગુજરી જાયછે ત્યારે તેનો જાન તનથી છુટો પડી પોતાનો માર્ગ લેયછે, જ્યાં તેને તેના કર્તુક મુજબ બહેસ્ત-દોજખ મળેછે. અત્રે તે ફરોહર સ્વતંત્ર હોવાથી પોતે માણસમાં આવી વસ્યું તે આગમચ જ્યાં હતું ત્યાં પાછું જતું થાયછે. તે કદી મરતું નથી; તે અમ્મર છે."

'ઇશ્વરની યાદ માટે તેમજ ફરોહરોની યાદ માટે આપણને એકીનની જરૂર છે, કારણ ગુજરેલાંઓ માટેની પવિત્ર યાદ ને માનભરી લાગણી અમગીંના એકીન સાથ સંબંધ ધરાવેછે; અને તેથીજ ડો. હાઉગે કહ્યું છે કે "અવસ્તામાં એકીન એ મુખ્ય કાનુનોમાંનું એક છે." આ ઉપરાંત ડો. ગાઇગર એકીન માટે કહેછે તે ખરૂંજ છે કે—"આકીન વગર જરથોસ્તી ધર્મ હોઇ શકેજ નહિ!"

આપણામાં ઘણાંકો એવાં છે જેઓ મયાં ત્યાંથી ગયાં, યાને કંઇજ રહયું નથી ના વાકય પર વિશ્વાસ રાખેછે; પણ એ અજ્ઞાનપણું દેખાડે છે. અલબત દેખઇતી રીતે આપણને તેમનો સબંધ તુટેલો લાગેછે, પણ અણુદીઠ રીતે ખોદાશનાસીના ચેલાના કહેવા મુજબ જીવતાં બેશી સાથ તેમનો સબંધ ચાલુ રહેછે. એક જીવતું બેશી જો તેના મરહુમ વાહલાંની યાદ માન ને મહોબતથી કરે, તો તે રવાન ખુશી થઈ આપણા હકમાં અનેક દુઆ દે છે અને આપણા તરફ આવવા વધારે ને વધારે આકર્ષાય છે.

તમો જો તમારાં વાહલાંથી કાંઇ યારી ચાહતાં હોય, ને તેમના ભલા આશીષ તમારા ઉપર ઉતારવા માગતા હોવ તો જીવતાંઓએ

મરનારોને ઘટતી રીતે યાદ કરી તેમની સ્તુતી કરવી જોઇએ. આપણા વાહલાંઓ જીવતાં હતાં, ત્યારે આપણો કાંઈ વાંક પડે તો નારાજ થતાં, ને જ્યારે કાંઇ સારૂં કામ કરતાં, ત્યારે રાજી થતાં, ત્યારે તે મરહુમ વાહલાંઓની ભલી યાદથી તેઓ આપણને સારા આશીષ દે છે, ને ન યાદથી આપણા ઉપર શ્રાપ નાખેછે. માટે જો ફરોહરોથી— મરહુમોથી કંઈ ફાયદો મેળવવો હોય તો પ્રથમ તમારે પોતે ભલાં થતાં શીખવું જોઇએ; તોજ તેઓ આપણી ઉપર મહેરબાન રહેશે, અને તે માટે પ્રીન્સ ઈમ્પીરીયલ નેપોલ્યનના શબ્દો કીમતી છે કે—

"બક્ષ ઓ ખુદા! કે મારૂં અંતઃકરણ ખાત્રીથી માને કે જેઓને હું ચાહુંછું, ને જેઓ ગુજરી ગયાંછે, તેઓ મારાં સઘળા કામને નીહાળશે. મારી જીંદગી તેઓની દેખરેખની લાયક નીવડે અને મારા અંતકરણના વિચારો મને કદી શરમમાં નહિ રાખે.".

. . . .

ગુજરેલાં મરહુમોની ભલી યાદથી, જે શ્રેષ્ટ ફાયદો થાયછે, તે એ છે કે તેના જીવતાં ખેશી તેને જોઇ શકેછે. જો ભલી યાદથી ફરોહરો ને મળી શકાતું હોય તો શામાટે તમારે તે તક જતી મુકવી જોઇએ? જો જીવતાંઓ તેમના મરહુમોને નજરે નજર જોઇ શકે, તો તેવું સુખ બીજું તે શું હોય? અહા; તે વખતનો મેલાપ તે કેવો દીલપઝીર હોવો જોઇએ, કે જ્યારે એક રવાન તેનાં ખેશીને, અને એક ખેશી તેના રવાનને લાંબા વિયોગના ગાળે તે દિને મળી શકે!

આપણી પારસી કોમમાંજ એક કુટુંબમાં એકનોએક જવાન છોકરો ગુજર પામ્યો. આ છોકરાના બાપ જરા સમજુ હતા એટલે રડકકળ કરી નહી; પણ તેની મીઠી મધુરી માતાએ તેના વિયોગ માટે અતિશય ખેદ બતાવ્યો. આવો ખેદ તે છોકરાના બાપ જોઇ ન શકવાથી પોતાની ધણીઆણીને સમજાવી પટાવી આવી રીતે કરવા ના ફરમાવ્યું, ને વધારામાં પ્રોમીસ થયા કે કાલરોજે હું તને તારા છોકરાને જીવતો છે તે બતાવીશ. આ છોકરાના બાપ જાતે મોબેદ હોવાથી બીજે દીને અફરગાન કરવા બેઠા, જેવેળા પોતાના બઇરીને પોતાની પાછલ એક ખુરસી પર બેસાડયાં, ને ભણવાનું શરૂ કર્યું. પણ ઓ! તે બાઇએ

શું જોયું? તેવણે પોતાના એકપુરા બેટાને તેના બાપ સાથે સામે આતરોખશી તરીકે ભણતાં દીઠો. આ દેખાવ જોઇ રડકકળ કરી મુકી, ને તે બાઇ તેને પકડવા ગયાં, પણ અફસોસ તે ગુમ થઇ ગયો. રાત્રી દરમ્યાન તે મોબેદને તેનો છોકરો સ્વપ્નમાં આવ્યો ને જણાવ્યુ કે 'ફરોહરો માટે શોક કરવો ઘટારત નથી, પણ તેની ભલી યાદ કરવી એ તેના લાભનીછે. મારાં માતાએ રડારડ કરી, જેથી મારૂ પાક પવિત્ર બદન કમકમેછે. માટે મારા વાહલા પેદર તને છેલ્લી સલામ!"

અવસ્તાની અંદર 'અશો ફરોહરો'ની યાદ માટે ઘણા શ્લોકો છે જેમાં એકબી સ્થળે એવું ફરમાન નથી કે અશો ફરોહરોની યાદ રડીને કરવી.

"(દાદર) અહુરમજદના (તથા) અમશાસ્પંદોના ફરોહરોને, (તેની) સાથે મિનો યજદના તમામ અશો ફરોહરોને, યજશ્નેમાં હું હું યાદ કરૂં છું."૧

"અહુરમજદના કાયદા પ્રમાણે ચાલનારા અમશાસ્પંદો જેઓ અમ્મર તથા અશો (તેઓના) ફરોહરોને (હમો આરાધીએ છીએ)."૨

"ગુજરી ગયલાંઓના રવાનો જે અશોના ફરોહરો (છે તેઓને) આ ઠેકાણે હમો માન સાથે યાદ કરીએ છીએ."૩

આપણે મોત માટે રડી તે વાહલાંનાં સુખમાં ખલલ કરીએ છીએ. પણ એમ માનવાને અજ્ઞાની હોવાથી મનુષ્યો રડવામાં પોતાનું વહાલ ઘણું છે એમ મરનારને બતાવે છે. પણ ઉપલાં વાંચનથી સમજી શકશો કે રડવાથી તો તે ફરોહર કમકમીને પાછળ હઠેછે, શ્રી. ભગવદ ગીતામાં બે શ્લોક એ માટેનાછે, જેમાં લખેછે કે—

જેનો શોક ન કરવો જોઇએ તેનો તું શોક કરેછે, ને પંડિતોના જેવી વાતો કરેછે, પણ પંડિતતો મરી જાય તેનોબી અફસોસ કરતા

૧ યજશ્તે, હા, ૨૩, ફ. ૨.

૨ યજશ્ને. ફ. હા. ૨૬. ૨. ૩.

૩ ખોરદેહ અવસ્તા, યશ્ન, હા. ૧૬. ફ. ૭.

નથી, ને જીવતાં હોય ત્યારે પણ શોક કરતા નથી; કારણ કે ડાહ્યા માણસો હોય તેઓતો એમ સમજે છે કે હથીયારોથી **આત્મા કપાતો નથી, અગ્નીથી આત્મા બળતો નથી, પાણીથી આત્મા પળલતો નથી, ને વાયુથી આત્મા સોસાઇ જતો નથી.** એટલુંજ નહી પણ વળી આત્મા સર્વવ્યાપક છે, એના ભાગ પડી શકતા નથી, એ ચિંતવનમાં આવી શકે એવો નથી, ને એ અવિકારી છે. માટે આત્માનું આવુ સ્વરૂપ જાણીને શોક કરવો એ યોગ્ય નથી. વળી આ વાત જાણી લે કે સર્વેના દેહમાં જે આત્મા રહેલોછે, તે કદિ મરી શકે એવો નથી, પણ અમ્મર છે. શરીરનો નાશ થવા સાથે આત્માનો પણ નાશ થતો નથી. માટે ગુજરનારની પાછળ વિલાપ કરવો નહિ. કદાચ તમે એમબી માનતા હો કે આત્મા હંમેશાં જન્મે છે, ને મરણ પામેછે, તોપણ આપણે આત્મા બાબે શોક કરવો નહિ. આ જગતમાં ઉતપન્ન થયા અગાઉ સર્વ જીવો કયાં હતા તે આપણે જાણતા નથી. તેમજ નાશ થયા પછી પાછુ એ સઘળુ કયાં જશે તેથી ઇનસાન અંજાણછે. આ સઘળુ આપણને જન્મ. ને મરણ ની વચ્ચેના વખતમાંજ જણાયછે. માટે સમજ્યા વિના શોક શા માટે કરવો?

આપણી આ જીંદગી એવી છે કે જેને કવિઓ ગુલાબ સાથે સરખાવી ગયાછે, કારણ જેમ ગુલાબ ખીલી પાછો કરમાઈ જાયછે, તેવીજ રીતે માણસ જન્મ પામેછે, ને મરણબી પામે છે. ત્યારે આપણી આ ટુકી જીંદગીમાં જગતને ભાઇબંધ લેખી કુટુંબમાં સર્વે ને જેટલા પ્યારથી પળાય તેટલા પ્યારથી ચાહવું, કે જેથી મરણ પછી આપણને તેના વિષે દલગીરી થાય નહિ. એ માટે એક નહાનું બાળક પોતાના ભાઇના મરણ માટે વિલાપ કરેછે, એ મનન કરવા યોગ્યછે.

"Oh! call my brother back to me!
I cannot play alone;
The summer comes with flower and bee—
Where is my brother gone?

The flowers run wild, the flowers we sowed,
Around our garden tree;
Our vine is drooping with its load—
Oh! call him back to me!"—
"He would not hear thy voice fair child!
He may not come to thee:
The face that once like spring-time smiled,
On Earth no more thou'lt see.
A rose's brief bright life of joy,
Such unto him was given;
Go— thou must play alone my boy!
Thy brother is in Heaven."
"And has he left his birds and flowers?
And must I call in vain?
And through the long, long summer hours
Will he not come again?
And by the brook and in the glade
Are all our wanderings o'er?
Oh! while my brother with me played,
Would, I had loved him more!"

ગુજરનારને માટે હરગેજ વિલાપ કરવો નહિ, પણ તેને માટે ભલા વિચારો કરી મદદ પોંહોચાડવી. એટલા માટે જો બનેતો દરરોજ થોડી મીનીટ આપણા વાહલાં ગુજરનાર આપણી પાસેજ છે એવો ખ્યાલ કરી તેને માટે ખરા જીગરથી તથા પુર ભકિતભાવથી જોશભર એવી ભલા દુઆ ગુંજારવા કે તેનું પવિત્ર રૂહ જ્યાંબી હોય ત્યાં હંમેશાં ખુશાલ રહે, તથા તેની આસપાસ સદા શાંતી ને સુખ પંથરાયલું રહે, તથા તેનો માર્ગ બહેસ્ત તરફ વધતો રહે તેવી લાગણી પાંથરવી. એ પ્રમાણે ખરા ભકિતભાવથી જોશભર લાગણીઓ સાથ જે વિચાર આપણે કરીશું તેનાથી એક ઘણોજ મજબુત વિચાર—આકાર

ઉભો થઇ આપણા વાહલાંને તે આકાર એક આનંદ આપતો મદદગાર થઇ પડશે, અને તેથી ભલી તથા શાંત ધ્વનીઓથી તેની આસપાસ ગોયા એક જાતની ખુશાલીઓ પંથરાશે, કે જેથી કરી આપણુ વાહલું બેહદ ખુશી થવા ઉપરાંત મિનોઇ દુનીઆમાંથી વળતો આશીષનો પ્રવાહ આપણી ભણી મોકલશે, કે જેની અણદીઠ અસર આપણા મન ઉપર થઇ આપણા વાહલાંને ખોહવાથી જે દુઃખ ઉત્પન્ન થયું છે, તેની અસરને તોડી નાખશે, આપણામાં શાંતી ને ધીરજ આવતી જશે અને જાણે આપણે આપણા વાહલાને ખોયું નથી પણ તે હાંજ આપણી આગળ હોય, તેમ આપણનેબી સુખ તથા શાંતી મળતી જશે. તેટલા માટે આપણા જીવતાંઓની ફરજ છે કે આપણાં વાહલાં ગુજર પામેલા-ઓને એ પ્રમાણે યાદ કરી તેઓને આપણાથી બનતી મદદ પુગાડી આપણી તેઓ તરફની એક ફરજ અદા કરવાની કીમતી તક હાથ ધરવી. એથી આપણા વાહલાંઓને તેમજ આપણને બન્નેને ફાયદો થાયછે, ને મોતનો કારીં જખમ સહેજે રૂઝાયછે.

જેઓ પોતાની ફરજ બજાવેછે, તેઓ ફરજોમાં રોકાયલા રહી નિયમીત જીંદગી ભોગવી શકેછે. આપણી જીંદગીમાં પ્રતયેક વિચારમાં, બોલવામાં ને કરવામાં માત્ર ફરજનોજ ખ્યાલ હઇડે બાંધીએતો તેને માટે જયારે હંમેશગીના મિનારા ઉપર આ ફાની અવનિમાંથી કુચ કરી જવાના સમયનો ઘંટ વાગશે, ત્યારે **આપણા ગુરૂજી--જરથોસ્તના પવિત્ર હાથો** કીનારે આવેલાં મોતને આવકાર દેશે કે—"આવ બેટા તારૂં કાર્ય સમાપ્ત થયુંછે, તેં તારી ફરજ બજાવીછે માટે આસાએશ ભોગવ."

---

## આપણા મરહુમ વાહલાંઓની યાદ કાજે આપણે શું કરવું જોઇએ?

"We do not die, we cannot die—
We only change our state of life,
When these earth temples fall and lie.

Unmoving mid the world's wild strife
There is no death in God's wide world,
But one eternal scene of change;
The flag of life is never furied;
It only taketh wider range,
And when the spirit leaves its frame,
Its house, in which it long hath wept,
It goes a lite that's real to claim
As if in this it had but slept.
Then let us speak not of "the dead."
For none are dead–all live–all love,
Our friends have only moved–have sped
From lower homes to homes above."

અહા! જ્યારે આપણા મરહુમોની યાદ તાજી થાયછે, ત્યારે આપણે તેનાં તરફ કેટલી માયા-મહોબત બતાવીએ છીએ? એવી કઇ નહિ માતા હોય, જે પોતાના ફીરસ્તાઇ રૂપી બાળકના મોત માટે આંસુ નહિ પાડે? યા એવું કયુ એક બાળક ન હોય, જે પોતાના માત પીતાના મોત માટે રડતું ન હોય? આવા મોતના લંબાણ વિયોગથી યાદ તાજી થતાં હર્ષ - દલગીરીના આંસુ નહિ પડે એ સંભવિત છે. જ્યારે આપણાં વાહલાંનો 'રોજ' થાયછે, ત્યારે ખસુસ કરી આપણી લાગણી તેમના તરફ દોડેછે; ને કોઇ કોઈ પોતાના જવાન બાળને યાદ કરી રડેછે; પણ એમ બનવું જોઇએ નહિ. તે મરહુમોની યાદ અર્થે નીચલી બંદગી આપણે કરવી જોઇએ:

"અહુરહે મજદાઓ રએવતો ખરેનધ્રતો, અમેશ્નાામ સ્પેનતનાંમ અષાઓનામ ફ્રવશીનામ ઉગ્રનામ અઇવિથુનામ, પઈરીઓ તકએષનામ ફ્રવશીનામ નબાનજ દીસ્તનામ ફ્રવષીનામ ક્ષનોથ્ર યસ્નાઇચ વહમાઇચ ક્ષનોથ્રાઇચિ ફ્રસસ્તયએચ"

અર્થઃ— ઓ ચળકાટ ને તુરમંદ હોરમજદ! પ્રથમ તને, પછી તારા ફીરેસ્તા, ને યજદ અમશાસ્પંદોને, ને છેવટે અશોફ્રરોહરના

રવાનને હમો આજે યાદ કર્યે છીએ. તેમજ કુલ અશો નર-નારીઓના રવાનો, તેમજ અમારા કુટુંબ-કબીલાના રવાનોને હમારી નજીકના સ્નેહીના રવાનોને આજે અમો ખુશનુદી ઇચ્છીએ છીએ.

આ ઉપરથી જણાશે કે મરહુમોની યાદ નેક શબ્દોમાં સમાયલી છે. આપણે આપણા મરહુમો ગુજર પામ્યાં, એટલે તેમના વચ્ચેની આપણી ફરજ પુરી થઇ એમ માનવાનુ નથી. તે મરહુમો કે જેઓ મિનોઇ અવનિમાં ફીરેસ્તા રૂપી માત-પિતાના હાથમાં છે તેમની સાથે વાત કરવા યજદ-અમશાસ્પંદોની મહેરબાની માગવી જોઇએ. કારણ અવસ્તા-માં ફ્રવશી યા ફરોહરોને ઘણાજ બળવાન જણાવેલાં છે, એટલે આ જગતમાં તે જેમ તેના સગાંસ્નેહી સાથે પ્યારથી વરતુ હતું, તેમ તે રવાન હવે યજદ-અમશાસ્પદો સાથે વસે એમાં તેને માટે ફીકર શાની હોવી જોઇએ?

તે મરહુમની આજના દીવસે ગંભીરાઇ અખત્યાર કરી સર્વે ભલાં આત્માઓ માટે નેક વિચાર દોડાવવા જોઇએ, કે જવાનો અને બુઢાઓ, રંક ને રાય, અમીર અને ફકીર, શેઠ અને ચાકર, દોલત ને મોહ-માયા, દોરદમામ ને માનઅકરામ, વગેરેને એક દિવસે ત્યાગ કરીને આપણે પણ તે વાહલાંની માફક મોતને શરણ થવાનું છે.

માણસ માત્રની જીંદગી અચોકકસ છે, કારણ તવંગરને કે ગરિબને, રોગી કે નિરોગીને, પાક કે પરહેજગારને મોત છોડતુ નથી. ત્યારે જો તમોજ એમ માનતા હોવ તો આ જગતની ખાલી મોહમાયા ને મોજમજાહ, તેમજ પઇસા મેલવવા ને લુંટવામાં શા માટે જીંદગી ગાળી તેમાં લપેટાયલું રહેવું જોઇએ?

આ જગતની મોહમાયા વિષે આપણુ એક પાજંદ પુસ્તક જે હાલ "અઓગેમદએચા" નામેપ્રસિધ છે, તેમાં લખેછે કે— "મોતનો દેવ કોઇને છોડતો નથી. નહિ દીનના પેશવાઓ, નહિ પાદશાહો, નહિ દુનીઆને ફાયદો કરનારાઓ, નહિ એરવદો કે નહિ દેહવંદો, ટુંકમાં પૃથ્વીમાંથી જનમ પામેલી કોઇબી પેદાયશ મોતને તાબે થયા વિના

રહેતી નથી. મોતનો દેવ ચોરના જેવા પગલાથી અને ઠગાઇથી ધસી આવે છે; માટે ઓ માનવીઓ! આથી ચેતો! ને છેલ્લી ઘડી સુધી ઉંઘાઈ ન રહેતાં, તમારી ફરજ અદા કરવાને ઉતાવળા તેમજ બિદાર થાઓ! કારણ કે મોત તમારી ઉપર કયારે ગલબો કરીને ધસી આવશે તે કહેવાઈ શકાતું નથી." આપણા આ શબ્દોને એક ઇંગ્લીશ કવી એક-મલતો થાયછે, ને જણાવેછે કે—

"That awful, that tremendous day,
Whose coming who shall tell? for as a thief,
Unheard, unseen, it steals with silent space—
Through night-dark gloom."

અર્થ:—"તે ડરામણો, ભયાનક દિવસ (મોત) કયે દિવસે આવી ઉભો રહેશે, તે વિષે કોઇ કહી શકશે? કારણ તે અણદીઠ, વગર અવાજે રાતના અંધારામાંથી ચોરની માફક હલવેથી સટકી નીકળે છે."

આપણ સર્વેએ એ મરહુમોના રોજને દીને એક બીજા સાથે હમાજોર થવું જોઇએ, ને વિચારવું જોઇએ કે "આ જગા પર (દોખમાંની અંદર) મારે પણ એક દિવસે ખાલી હાથે એકલું કોઇને સાથે લીધા વગર આવવાનું છે, માટે ચોંપ રાખી ભલાં અને નેક કામો કરવાને ઢીલ નહિ કરૂં, મારી ફરજ પ્રમાણીકપણે અદા કરૂં; પણ શા માટે, ને કઇ જીંદગી માટે કાળાં ધોળાં કરી પૈસો એકઠો કરૂં?" કારણ એક ઇરાની કવિએ જણાવ્યુછે તેમ—

"દવલત બકસ ન પાયદ
દુનીઆ ફના નું માયદ
નેકીત હમરેહ આયદ."

અર્થ:— "દોલત કોઈની સાથે રહી નથી. આખરે સર્વને મરવું છે, ને જે આવશે, તે તમારાં અશોઈના કામો છે." જો આ કવિ-નેજ સઘલા મળતાં હોય, ને એમ સમજતાં હોય કે માત્ર હુમ્ત, હુખ્ત, ને હવરેશ્તજ સાથે આવેનારછે, તો, અહા! તે

દુનીઆ કે બહેસ્ત! પ્રિય વાંચક! આજ રોજથી તું નેકીનો અસબાબ તૈયાર કરવાનો દ્રઢ ઠરાવ કર, ને મિનોઇ સૃષ્ટિના માર્ગ માટે નહિ અપ-ટુ-ડેટ ડ્રેસ, કે નહિ મેવા ફ્રુટ, કે નહિ મીઠી સ્વાદીષ્ટ વાણીઓ, ને નહિ કે પૈસા, દોલત તે માલ મતાની દોલત; પણ તેને માટે સાદો ને સુતરો ખોરાક એક કવિના ફરમાવ્યા મુજબ કરો કે —

'કાલ કરો સો આજ કર,
આજ કરો સો અબ;
અવસર બીત જાત હય;
ફીર કરે ગો કબ?"

કેટલાંકો પોતાનાં મરહુમ વાહલાં માટે જાત જાતના સ્વાદીષ્ટ પકવાનોનું 'લુબાન' મુકેછે; હવે તે ગમે તે હોય પણ ન્યાય ખાતર જણાવવું જોઇએ કે ગુજરનાર તે પકવાન ખાઈ જતાં નથી, કે નથી તે ખુમચો ઉંચકી જતાં, એટલે માત્ર રોટલી ને ઇડાંનો પેરો મુકેલું લુબાન, ને વાંના, ચપટાં ને મેસુર કોપરાપાકનું લુબાન સરખુંજ છે; કારણ લુબાન એટલે શું? લુબાન એટલે 'યાદ'!

અત્રે આપણે મરહુમોની યાદ શામાં સમાયલીછે તે વિષે વાંચીશું. આપણે સાધારણ અક્કલથી વિચારી શકશું, કે એક મરહુમનુ ખેશી જો તેને ચાહતુંજ હોય, તો તેને કંઈ બીજામાં ઇન્ટરેસ્ટ પડવો મુસ્કેલ છે. પણ આપણે દલગીરી સાથે જોઇએ છીએ કે કેટલાંકો બહારથી તે મરહુમ પર શોક બતાવવા રડેછે; ને બીજીજ બાજુ તાડી પાર્ટીની ટોળીમાં જોડાઈ મજાહ ઉડાવે છે. ત્યારે મરહુમોની ભલી યાદ રડવામાં કે હસવામાં સમાઇ નથી, પણ જીંદગી, જોબન ને જર આ ત્રણ વસ્તુને સમાન્તર રાખવાનાં છે; કારણ જરનો જોર, જીંદગીનો દોર, અને જોબનનાં બળ માટે મરહુમો વિરૂદ્ધી છે. તેમની ભલી યાદમાં આપણે એજ પોતા માટે ચાહવું જોઈએ કે, તે મરહુમ જે સાદી જીંદગી ગુજારી ગયાં હોય તેમને પગલે આપણે ચાલીએ. આ ઉપરાંત તે મરહુમો જેઓ આગલ પોતાની જીંદગીમાં ધર્તી ધ્રુજાવનાર, વીર પુરૂષો તરીકે થઈ ગયા છે, પણ તેઓ સઘળા એક કવિના લખવા મુજબ—

"આ તન રંગ પતંગ સરીખો,
જાતાં વાર ન લાગેજી;
અસંખ્ય ગયા ધન સંપતી મેલી;
તારી નજરો આગેજી."

થઈ ગયા છે. એ રોજના દીને આપણે આપણ પોતા માટેબી વિચાર કરવો કે અમોબી એક દીને તમારી તરફ આવશું અને એટલાજ કાજે મોતને યાદ કરી તેને પણ એક વિચારવાની એક અગત તરીકે મનન કરવું. એ માટે એક કવિ જણાવે છે કે—

"અગર જીંદગીયત ફરાંવાન બુવદ,
વઆંત રોશનો ખૂબ ફરજામ રવદ.
હમીન યાદ દારી તો રૂઝે ફના,
ન આન તરગીએ રૂઝે ફેકરો અના."

અર્થ:—"અગર જો તું તારી જીંદગી લાંબી ઉમર સાથે ખુશી ખુર્મીમાં પસાર કરતો હોય, તોપણ પેલો ફના થવાનો દિવસ યાને મરવાનો દિવસ તેમજ પેલો આફતનો રંજ દિવસ કદી ભુલતો ના."

મરનારોને તેના ખેશો તરફથી શું જોઇએ છે? શું તેને કીમતી ધરેણાં ને ફેન્સી કપડાં જોઇએ છે? શું તેને ફરવા હરવાનું કે મોજ મજાહનું, યા આ ફાની જગની કાંઇ તકલીદી વસ્તુ જોઇએ છે? તેની આગલ તેને તેનાં બાળબચ્ચાં યા જન ફરજંદ અને સ્ત્રી બેહેન જોઇએછે? ના, તે એવી ચીજ તમારાથી માંગતુ નથી, ને માંગશે બી નહી. તે જે ચીજ તમારાથી માંગેછે, તે એજ છે કે તેની હુમત, હુખ્ત અને હવરેશ્તથી નેક યાદ કરો! ને તેટલાજ અર્થે અવસ્તામાં નીચે મુજબ અશો રવાનોની યાદ કરીછે કે:—

"હમાઝોર ફરોહરે અશોઆન, ચીરાન, અવર બીઝાંન, પીરોઝગરાન, પઓઇરીઓતકએષાન, વ ફરોહરે અશોઆન બાદ દીશતનામ, વ ફરોહરે અશોઆન બાદ અવા હમા ફરોહરે અશોઆન, હસ્તાન,

ઝુદાન બેદાન, અઓદહયાન, ઉઝદહયાન, પેરેનાયુકાન બાદ! અથા જમયાત યથા આફ્રીનામી"

અર્થ:— "અશો લોકોના, ગાલેબ ઉત્તમ દરજ્જાના અને ફ્રત્તેહમંદ ફ્રરોહરો, જેઓ પોરીઓતકએશના (યાને જરથોસ્તની આગમચના બહાદુર સન્નારીઓના) તથા નબાનઝદીશતના (યાને જરથોસ્ત સાહેબ અને તેની પછીના આજસુધીના આપણા ન્યાગાનોના) ને લગતાં ફ્રરેહરો તથા અશોઇના તમામ અશો ફ્રરોહરો સાથે હમાઝોર હોજો. તેમજ હૈયાતી ભોગવનારાં, આગલા થઇ ગયલાં, અને હવે પછી થનારાંને અને ત્યાંના ઉમરે પુગેલાં જવાનો તથા બાળકો વગેરેના તમામ અશો ફ્રરોહરોને અમે યાદ કરી હમાઝોર કરીએ."

આ ઉપરાંત તેરમી યશ્તના- ૨૩, ૨૪, ૩૧ અને ૩૯ મા ફ્રકરામાં વધુ જણાવે છે કે:—

"અશો લોકમાં ભલાં, અસરકારક અને પવિત્ર ફ્રરોહરોની હું સેતાયશ કરૂં છું, તેમને મદદે બોલાવું છું, તેમજ તેમની વખાણ ગાવું છું,...... કે જેઓ (ભલાઇની રાહે) મદદે બોલાવનારને બચાવ આપનાર હોયછે, (તેઓને) ચાહનારને બક્ષીસ આપનાર હોયછે, બિમારને તનદરોસ્તી આપનાર હોયછે, તથા જે કોઇ અશો હોય તેને ભલું નુર આપનાર હોયછે....... જ્યારે જુદાંઓ તરફ તેઓ દ્રઢ લાગણીવાલાં હોયછે...... અશો લોકોની મદદે તથા બુરૂ કરનારાંઓની બુરાઇ કોતાહ કરવા તેઓ ઝડપે જાયછે:"

છેવટે આ બાબદમાં આપણે એક કવિના શબ્દોમાં આમેજ થઇ સાથે પુકારશું કે:—

"Peace! Peace!! he is not dead, he doth not sleep
He hath awakened from the dream of life—
'Tis we, who, lost in memory, visions keep
With phantoms an inprofitable strife."

# બહેસ્તમાં કેવાં મનુષ્યો જોઇ શકે?

---

* "ક્ષ્નુતો અષઓનામ ઉર્વાનો પારયંતી અવી અહુરહે મજદાઓ અવી અમેશનામ, સ્પેન્તનામ અવી ગાત્વો જરન્યો કેરેતો અવ ગરોન્માનેમ મએથનેમ અહુરહે મજદાઓ મએથનેમ અમેશનામ સ્પેન્તનામ મએથનેમ અન્યેશામ અષઓનામ."

**અર્થ**:— "અશોના રવાનો અહુરમજદની નજદીક, અમશાસ્પદોની નજદીક, સોનાનાં બનાવેલાં તખ્તની નજદીક, ગરોથમાન (જે) અહુરમજદનુ રહેઠાણ, અમશાસ્પદોનું રહેઠાણ તથા બીજા અશો (લોકો) નુ રહેઠાણ (છે) તે તરફ ખુશીથી પસાર થાયછે."

અહા! આપણુ ખરૂ સ્વદેશ તે બેહેસ્ત્ છે, તે દુનીઆ કે જ્યાં સ્વર્ગવાસીઓ એકઠાં મળેછે, ત્યાં આપણી આંસુભરી આંખ્યો આપણે ફેરવ્યે છીએ, અને હજારો સંખ્યામાં ભેગાં મળેલા અશોના રવાનને જોઇએ છીએ.

કેટલાંક મનુષ્યો પોતાના વાહલાં મરહુમ ખેશીને મિનોઇ જગમાં જીવતાં માનતાં નથી; અને તેથી સવાલ એવો ઉઠે છે કે જો માણસ ત્યાં હોય નહિ તો બહેસ્તમાં તે મલીજ કેમ શકે! સબર; શું તમે એમ ધારો છો કે એક રોપો જ્યારે કરમાઇ જાયછે, અને તેના ભાગો હવામાં વિખેરાઇ જાયછે, ત્યારે તે રોપો મરણ પામેછે! ના, ના, તે રોપામાં બદલાઇ જાય, અથવા સૂર્યના કિરણમાં રજકણ તરીકે પથરાઈ જાય, તોપણ તે તો હૈયાતજ છે. જીંદગાની છુપી શકિત, કે જે રોપાના આ ભુકાને લીલા ખિલતા રોપાઓ સાથ જોડી દેયછે, તે ભુકાથી જુદો પાડેછે ને શિયાળામાં ને ઉનાળામાં બ્રહ્માંડ તેના બીજને મદદ કરે છે. જ્યારે વસંત ઋતુનો સુર્ય તે કિરતારે નેમેલી સ્થિતિ પાછી ઉત્પન્ન કરેછે, જેથી જીવવાળી શકિત આસપાસના મુળ તત્વ પર અસર કરેછે, ત્યારે આ ગતિ પાછી શરૂ થાયછે ને નવા

---

*વંદીદાદ પર્ગરદ ૧૯ ફ ૩૨, એરવદ કા. એ. કાંગાનો તરજુમો

રોપાનું બીજ ફુટી નીકળે છે. કળીઓ પાંદડાંઓ ને ફુલો પ્રગટી નીકળે છે. આ પ્રમાણે દરેક નવી ચીજો જુની ચીજને પેદા કરનાર તરીકે ગણાયછે. પછી માણુસની ચસ્મે તે ગમે તેવી નવી દેખાય પણ ખરૂ જોતાં મુળ સ્વરૂપનું યા જુની ચીજોનુ નવુ રૂપ છે.

શા માટે આપણે આપણા મરહુમ વ્હાલાંઓ કાજે દલગીર અને ગમગીન થઇએ છીએ? અહા! સુખી આત્માઓ!!! આપણે પણ એક દિવસે તેમનીજ સાફક માટીના ખોખાંને ફેંકી દઈ વધુ કીર્તીમાન સફેદ સાલ્લો પહેરીશું. અને બહેસ્તના બાગમાં તેમને ભેટીશું; જ્યાં તે દયાળુ દાદર બહેસ્તમાં— વધુ પવિત્ર ને ઉંચા શિખર પર ચઢાવશે! જેઓ પોતાના વાહલાંની યાદથી સંતોષ નથી પામતાં ને તેમને નજરે જોવાની ઇચ્છા કરેછે તેઓને જરાબી તે માટે ફીકર રાખવાની નથી, કારણકે એક વખતે તમો પણ તુમારાં સગાં સ્નેહીને રડકકળ કરતાં મૂકી જશો! . . .

બહેસ્તના દરવાજા અશો માણુસ માટે ખુલ્લાછે; ત્યાં કોઈબી પાપી માણુસ જઈ શકતો નથી. જેમના અંતકરણ પવિત્ર ને સ્વચ્છ છે તેઓજ માત્ર સંપૂર્ણ સ્વર્ગનો સ્વાદ ચાખશે! બહેસ્તનું સુખ ભોગવાતો આપણામાંના ઘણા આતુર તેમજ રાજી હશે; પણ એવું કોઈ છે કે જે બહેસ્તનું અમંગ ને સર્વોતમ સુખ મેળવવા માટે પોતાની વર્તણુંક નેક રાખે?

બેહેસ્ત! માત્ર બેહેસ્તમાંજ અજીત, પૂર્ણ, અખંડ પ્યાર હોયછે; ત્યાંજ તે શાહ નો શાહ વસેછે જે દરેકને તેની કરણી મુજબ ચુકાદો આપે છે.

જેઓ પ્યારમાં રહેછે તેઓ ખુદ ખુદામાં રહેછે, જેઓની રગેરગમાં હેત હોયછે તેઓજ આ ફાની જગમાં ને મરણ પછી બહેસ્તના સુખનો સ્વાદ ચાખે છે, કારણ ખુદા બહેસ્તમાં રહેછે, ને રાજ્ય ચલાવે છે.

સદીઓ આગમચ એક એવોબી વખત હતો કે જે વખતે લોકો મોતથી ઘણા બ્હીતાં હતાં. પણ શુક્ર તે કીરતારના! કે જેના પરમ

બક્ષેશથી ને બહમન અમશાસ્પદંની બહોળી અક્કલથી મોતની બ્હીક કંઈક દરજજે ઓછી થઈ છે, ને તેનો અર્થ સમજતાં થયાંછે. આપણુ મુળ ઘર બહેસ્ત ને બહેસ્તજ છે જેને આપણે કીમતી દોલત તરીકે બી ગણીએ છીએ. જયારે દુન્યાઈ ચીજોથી આપણે દલગીર થઇએ છીએ, ત્યારે આપણે મન સાથે બોલીએ છીએ કે પેલી બાજુ (બહેસ્તમાં) સઘલુ ખુલ્લું થઈ જશે.

ઓ બેહેસ્તના બાપ! તારી સાથ રહેવાના ઉત્તમ સુખને લાયક થઈશ એ માટે તેં મને પ્રથમથીજ બનાવ્યો છે. તારૂ ફરમાન હું ખરી ચશ્મથી બજાલાવીશ, પવિત્ર જીંદગી હું ગુજારીશ, કે જેથી મરણ પછી તારા પ્યારની મજાહ મેલવીશ. ઓ પવિત્ર પિતા!! મને મદદ કરવા તારી પ્રકાશીત રોશની મારા અંધારા રસ્તા પર ફેંક જેથી હું તને મલી શકુ!!

પવિત્ર ખુશાલી અને સ્વભોગથી હું જીંદગી પર વિચાર કરીશ; ફાની જગનો દર્યો દોહી હું તને જરૂર મળીશ. મારાં વાહલાં ખેશી જેઓ હાલ તારી પનાહમાં છે તેમને હું હર્ષના આસુથી ભેટીશ. અહા જ્યારે બેહેસ્તના બાગમાં મારો વસવાટ થશે, આ ફાની જગથી મારી બદલી મિનોઈ સ્રષ્ટિના માર્ગમાં થશે ત્યારે તે પણુ કેવી ઉત્તમ આશીરવાદથી થશે? જે વાહલાંને ખાતર અમોએ જીંદગી દરમ્યાન તેમનો વિયોગ ન ખમી શકવાથી લોહીના આસુ રેડયાં છે, તેમને છેવટે ભેટશું એવું સુખ બીજુ બહેસ્તમાં કયાં મલનાર હતું. ઓ ખોદા!!! છેવટે ખુશાલીથી ઉછળતા જીગર સાથે હું તારીજ એકજ દુઆ ચાહુ છે કે:-

"ઓ બહેસ્તના બાપ! મારા આત્માને હું તારાજ સ્વાધીનમા સોપું છું!!!"

# પુનર્જન્મ યાને મરણ પછીના અવતાર બાબે હાલના ને આગલા વિદ્વાનોના મતો.

આપણા સાંભળવા મુજબ ખુદ કેટલાક જરથોસ્તીઓ વટીક પુનર્જન્મ સ્વીકારતા નથી. અલબત આજ સુધી અવસ્તામાંથી કાંઇ એવા ફકરાઓ મલ્યા નથી. છતાં હાલના આગેવાન અવસ્તા અભયાસીઓએ એવા ફકરા શોધી કાઢેલાછે; મગર તે ભેદી રીતે સમજાવેલુંછે, એટલે કદાચ તે વાત માની ન શકાય. મગર આ બાજુ ખ્રીસ્તી લોકોએ પુનર્જન્મ છે એમ સાબીત કરી આપ્યુંછે. અને તે બાબેના ભિન્ન ભિન્ન વિદ્વાનોએ જુદાં જુદાં જે મતો સમજાવ્યાંછે, તેમાંના કેટલાંક નીચે મુજબ છે:–

"No other doctrine has exerted so extensive, controlling, and permanent an influence upon mankind as that of the metempsychosis,— the notion that when the soul leaves the body it is born anew in another body, its rank, character, circumstances, and experience in each successive existence depending on its qualities, deeds, and attainments in its preceeding lives. Such a theory well matured bore unresisted sway through the great Eastern world long before Moses slept in his little ark of buerushes on the shore of the Egyptian river.

Alexander, the Great, gazed with amazement on the self immolation by fire to which he inspired the Gymnosophists; Cæsar found its tenets pro-

*૧—પુનર્જન્મ વિષે વધારે વાકેફ થવા "પુનર્જન્મ" વાંચો. તેમા જરથોસ્તી ધર્મ શાસ્ત્રના આધારે પણ સમજાવેલું મળી આવશે. (કર્તા— પે. ધ. મહાલક્ષ્મીવાળા.)

૨—જુઓ મારો વિષય "આત્માની અમર્ગી;" એજ ચોપડીમાં આગળ વધવે જણાશે.

pagated among the Gauls beyond the Rubicon, and at this hour it reigns despotic, as the learned and travelled professor of Sanskrit at Oxford tells us without any sign of decrepitude or decay over the Burman, Chinese, Tartar, Tibetan, and Indian nations including at least six hundred and fifty millions of mankind. There is abundant evidence to prove that this scheme of thought prevailed at a very early period among the Egyptians, all classes and sects of Hindus, the Persian desciples of Magi and the Oruids, and in a later age, among the Greeks and Romans as represented by Musaeus, Pythagoras, Plato, Plotinus, Macrotius, Ovid and many others. It was generally adopted by the Jews from the time of the Babylonian capitivity...... it was inculcated in early Christian centuries by the Gnostics and the Manichaeans; also by Origen and several other influential Fathers. In the middle age the sect of the Cathari, the Brogomiles, the famous scholastics Scotus, Erigena and Bonaventura, as well as numberless distinguished authors advocated it. And in modern times it has been earnestly received by Lessing and Fourier, and is not without its open defenders today as we can attest from our own knowledge, even in the prosaic and enlightened circles of European and American Society."——W. R. Alger.

"પુનર્જન્મ એટલે કે જીવાત્મા આ શરીર છોડી ગયા પછી તે પાછો નવો જન્મ લેયછે, અને એક પછી એક જન્મોમાં તેની પદવી, ખાસીયત, સંજોગો અને અનુભવો તેની આગલી જીંદગીના ગુણો, કામો ને કાબેલ્યાત ઉપર આધાર રાખે છે, એ વિચારના જેટલી

બહોલા પ્રકારની, સત્તા ધરાવનારી, અને જાથુકની અસર માણુસ જાતના બીજા કોઇ મતે કીધેલી નથી. સારી રીતે પુખ્ત થયલી આવી એક તર્ક મોઝીસ પોતાના બરૂના નાના વહાણુમાં મીસરની નદીના કીનારા ઉપર સુતો હતો તે પહેલાં ઘણા કાળ આગમચ પૂર્વ તરફની મોટી દુનીઆ મારફતે નહિ અટકાવી શકાય એવી સત્તા ચલાવતી આવીછે; એનાથી ઇશ્વર પ્રણીત થયલા હિંદુ જ્ઞાનીઓને અગનીમાં જાતે બળી મરતાં પરાક્રમી સીકન્દર અજાયેબીથી જોઈ રહ્યો હતો; રૂબિકનની પેલે પાર ગૅાલ લોકમાં તે ફેલાયલી સીઝરના જોવામાં આવી હતી. વિદ્વાન અને ઘણી મુસાફરી કરી આવેલા ઑક્ષફર્ડના સંસ્કૃત પ્રોફેસર આપણુને કહેછે તેમ, 'ખખડી જવાના અથવાતો નાશ પામવાના કાંઇ પણ ચિહ્ન વગર તે આ ઘડીએ બરમન, ચાઈનીસ, તારતર, ટીબેટન અને હિંદની પ્રજાઓ, જેમાં ઓછામાં ઓછી માણુસ જાતની પાંસઠ કરોડની વસ્તી સમાઇ જાયછે, તે ઉપર મરજી મુઆફિકની સત્તા ચલાવી રહી છે. ઘણા આગલા કાળમાં મીસરીઓમાં, સઘલા વર્ગ અને જ્ઞાતીના હિંદુઓમાં, મેજાઇના ઇરાની ચેલાઓમાં, અને દુઇડસોમાં, તેમજ તે પછીના વખતમાં મ્યુસેયસ, પીથાગોરસ, પ્લૅટો, પ્લોટીનસ, મેક્રૉલીયસ, ઑવીડ, અને બીજા ઘણાઓના લેખ ઉપરથી યુનાની અને રૂમી લોકોમાં વિચારની આ પદ્ધતિ પસરી રહી હતી. એ સાબીત કરવાને આપણી પાસે જોઇએ તેટલા પુરાવા છે. એબિલ્યોન બંદીના વખતથી યાહુધીઓએ સામાન્ય રીતે તે પોતાની કરી લીધી હતી......નૉસ્ટીક અને મેનિકેયન્સ પંથો, તેમજ ઑારગીન અને ધર્મના બીજા મોભાવાલા ઉપાધ્યાઓ શરૂઆતની ખ્રીસ્તી સદીઓમાં તેનો બોધ દેતા હતા. વચલા જમાનામાં કાથેરિ તેમજ બ્રોગોમાઈલ્સ પંથો, નામીચા ફીલસુફો સ્કોટસ, ઍરિજેના અને બોનિ-વૅનટુરા તેમજ અસંખ્ય જાણીતા ગ્રંથકારોએ તેની તરફેણ કીધી હતી, અને હાલના જમાનામાં લેસીંગ અને ફુરીયરે તેને આતુરતાથી સ્વીકારીછે. અને યુરોપ અને અમેરિકાના સંસાર મંડળના દુનીઆદારી વાળા અને જ્ઞાની વર્ગમાં આજે પણ તેની જાહેર તરફેણ કરનારા મલી આવે છે, તેની તો આપણી પોતાની માહીતીથી શાક્ષી પુરી કરી શકાયછે."

ડબલ્યુ. આર. ઍલગર.

"...and (Englishmen) fail to perceive that the reason it (re-incarnation) attracts the Asiatic is because it solves the endless puzzle which the European has given up in dispair, *viz.* the apparently unjust government of the world by a just god...but it does, if accepted, explain the visible phenomena, and therefore is the refuge of millions from thoughts which might otherwise lead to Atheism."

Meredith Townsend.

"અને (અંગ્રેજો) સમજવાને નીષ્ફળ નીવડયા કે તે (પુનર્જન્મ) એશીયાના લોકોને પોતા તરફ ખેંચેછે તેનું કારણ એ છે કે તેનાથી અંત વગરની ગુચવણ એક અદ્દલ ખુદાથી આ દુનીઆને દેખીતી રીતે ચાલી રહેલા ગેરઈન્સાફી ભરેલો કારોબાર, જે યુરોપીયનોને નાસી-પાસીથી પડતી મૂકી છે તેનો ખુલાસો થઈ શકશે...પણ તે સ્વીકાર-વાથી આ દુનીઆના પ્રગટ બનાવોની સમજ પડી શકેછે, અને તેથી લાખો માણસો, કે જેમને નહિતો તેમના વિચારો નાસ્તીકપણા તરફ ઘસડી લઈ જાયછે, જો એમજ હોય તો તેમાં તેમનો આસરો છે."

મેરિડીથ તાઉન્સેન્ડ.

"I cannot get rid of the thought that I died before I was born."

Lichtenberg.

"હું જન્મયો તે પહેલાં મરણ પામ્યો હતો એ વિચાર હું દુર કરી શકતો નથી."

લીકતેનબર્ગ.

"I never mind the thought of death: our spirit is indestructible in essence and nature is bound to give me another casing for it."

Goethe.

"હું મરવાના વિચાર વિષે દરકાર કરતો નથી. આપણો જીવાત્મા તેના મુળમાં અવિનાશી છે અને કુદરત તેને માટે મને બીજું ખોળીયું આપવાને બંધાયલી છે."—

ગતે.

"The metempsychosis is, therefore, the only system of this kind that philosophy can harken to."

Hume.

"તેટલા માટે આ જાતની પદ્ધતિઓમાં માત્ર પુનર્જન્મની પદ્ધતિજ એવી એક છે કે જેની ઉપર ફીલસુફી ધ્યાન આપી શકે."—હ્યુમ.

' What sleep is for the individual, death is for the will (character) ... and through this sleep of death it reappears and fitted out with another intellect"

. Schopenhaur.

"જેમ માણસને માટે ઉંઘ છે તેમ ઇચ્છા (ખાસીયત) ને માટે મરણ છે...અને મરણની આ ઉંઘમાંથી તે તાજી થઇને અને નવી અક્કલ લઇને પાછી આવે છે."

શોપન હૉઅર.

"But why should not every individual have existed more than once upon this world?

"Is this hypothesis so laughable merely because it is the oldest?

"Why should I not come back as often as I am capable of acquiring fresh knowledge, fresh expertness? Do I bring away so much for once that there is nothing to repay the trouble of coming back!"

Lessing.

"પણ દરેક જણ એક કરતાં વધારે વાર આ દુનીઆમાં હૈયાતી કાંય નહિ ભોગવી ગયું હોય?

"તે સર્વથી જુનીછે, તેથી માત્ર આ તર્ક શું કાંઈ એવી હસવા જેવીછે?

"જ્યાં સુધી નવુ જ્ઞાન અને નવી ચાલાકી મેલવવાને હું શકિતમાન હોવું, ત્યાં સુધી વારંવાર હું પાછો કાંય નહિ આવું? એકજ વખતમાં શું હું એટલું બધુ સાથે લઈ જાઉ છું કે પાછા આવવાની મહેનતનો બદલો મલી શકે એવું બીજુ કાંઇ રહેતું નથી?"

લૅસીંગ.

"Do you not know great and rare men who cannot have become what they are at once, in a single human existence! Who must have often existed before in order to have attained that purity of feeling, that instinctive impulse for all that elevation and natural supremacy over all around them?... He who has not become ripe in one form of humanity is put into the experience again, and some time or other must be perfected."

Herder.

"શું તમે એવાં મોટાં અને વિરલાં માણુસો જાણતા નથી કે જેઓ માણુસની આ એકજ જીંદગીમાં તેઓ જેવાં છે તેવાં કદી એકદમ થઈ શકે નહિ? જેઓને જે સઘળુ ખરૂ, સુંદર ને સારૂ છે તેને માટેના સ્વાભાવીક થઇ આવતા જુસ્સા અને લાગણીની તે સ્વચ્છતા મેળવવાને માટે, ટુંકમાં તેઓની આસપાસના સઘલાઓ ઉપરની સરફરાજી અને કુદરતી ચઢીઆતાપણું મેળવવાને માટે, આગળ ઘણી વખતે હસ્તી ભોગવેલી હોવી જોઇએ? માણુસ તરીકેના એક રૂપમાં જે પુખ્ત થઇ શકયું નથી તેને તે અનુભવમાં પાછું મુકવામાં આવેછે, ને કોઇ પણ વખતે તે વધારે સંપૂર્ણ થવાનુંજ છે."— હરડર.

" The simple fact that such (viz. the doctrine of reincarnation or of Successive lives spent by each soul upon this planet) was probably the opinion both of Plato and of Virgil shows that there is nothing here which is alien to the best reason or the highest instincts of men. Nor, indeed, is it easy to realise any theory of the direct creation of spirits at such different stages of advancement as those which enter upon the earth in the guise of mortal men. There must, one feels, be some kind of continuity, some form of spiritual past."

F. H. Myres.

" આ સાદી બીના, એટલે કે પુનર્જન્મ, અથવા તો દરેક જીવાત્મા આ જગતમાં એક પછી એક જીંદગી ગુજારે છે, એ મત ઘણું કરીને પ્લેટો ને વરજીલનું હતું, તે દેખાડી આપે છે કે તેમાં કાંઈ એવું નથી કે જે માણસની શ્રેષ્ઠ વિચાર શકિત અથવા તો ઉંચામાં ઉંચી પ્રેરણા બુદ્ધિથી વેગળું હોય. તેમજ વળી વૃદ્ધિના આવા જુદા જુદા તબક્કાઓમાં ખાકી રૂપમાં દાખલ થતાં જીવાત્માઓ સીધાંજ પેદા કરવામાં આવ્યાછે એ તર્ક સહેલથી મનાય એમ નથી. આપણને લાગે છે કે તેમાં જીવાત્મા સાથની કોઈ પણ જાતની આગળી હસ્તી સાથનું તેનું ચાલુ જોડાંણ હોવું જોઇએજ."—— એફ. એચ. માયર્સ.

" Like the doctrine of evolution itself, that of transmigration has its roots in the world of reality; and it may claim such support as the great argument from analogy is capable of supplying."

Huxley.



# આત્માની અમર્ગી.

થોડા વખતની વાત ઉપર આજ વીષય લંડનમાં બહુ ચર્ચાયો હતો ને તેનું છેવટ એ આવ્યું કે ધર્મજ્ઞાની મનુષ્યોમાં બે વિભાગ પડી ગયા, જેમાં એક પક્ષ એમ કહેતો કે "માણુસ મરણ પામ્યા પછી તેનું બાકી બદન નાશ પામે છે, ને તેનીજ સાથે મનુષ્યની જીંદગીનો અંત આવે છે," જ્યારે બીજો પક્ષ એમ કહેતો કે "કુદરતનાં કાર્યમાં મરણ પછી કંઇ જુદોજ ભેદ સમાયલો છે. માટે આપણે તે શોધવો જોઇએ." આ પછી બે ત્રણ માસે અમેરીકામાં સુફીઝમ, પ્રાણાયમ, હીપનોટીઝમ, અને મેસમેરીઝમ જેવી વાદ્યાઓએ બતાવી આપ્યું કે માણુસ મરી જવા પછી તેનો આત્મા (Soul) મરણ પામતો નથી. આત્મા અમર છે એમ તેઓએ આ રીતે સાબેત કીધું કે, એક માણુસને મેસમેરીઝમના પ્રયોગથી ઉંઘમાં નાખ્યો; ને તેનો જીવ કાઢી નાખ્યો, પણ તેમ છતાં તેનાં શરીરમાં એકાદ શકતી (Power) છે એમ તેમને જણાયું. આ શકતી તે શું હશે તે જાણવાની ઘણાંની જીજ્ઞાસા ઉશકેરાઈ, પણ તેમાં તેઓ નીષ્ફળ નીવડયા.

આ પછી ઇ. સ ૧૯૦૬ માં મી૦ સી. ડબલ્યુ. લેડબીટર નામનો એક વિદ્વાન અમેરીકામાં જાહેરમાં આવ્યો. તેના વીષે કહેવાય છે કે તે ઉંચ ભુવન અને નીચ ભુવન જોઇ આવ્યો છે. આવા તેના અભ્યાસથી તેણે આત્માની અમર્ગી બાબે પુરતું અજવાળું નાખ્યું, જે વીષે અત્રે હુ લખીશ.

ફીલસુફી પ્રમાણે 'જીવ' અને 'આત્મા' જુદાં છે. મનુષ્ય પોતે જે ચાલી હાલી શકે છે, તે હૈયાતી ચાલુ રાખવા જે શક્તિ કુદરત તરફથી નીર્માણ થયેલી છે, તે તેનો જીવ છે જેને અવસ્તા પ્રમાણે 'ઉશ્તાન' કહે છે. જીવ એ એક બલુ રંગની ચુંઈ છે, જે માણુસના મરણ પામવા પછી હવામાં મળી જઇ નાશ થાય છે; મગર મનુષ્યને અનુભવ લેવા-ઇશ્વરને પીછાણવા જે શક્તિ આપણામાં છે તેને 'આત્મા' કહે છે.

જેમ ઇશ્વરને—રૂપ કે કરૂ-તી નથી, તેમ આત્માને પણ નથી, પણ તે એક ખુદાઈ-ઇશ્વરી અંશથી બનેલો અંશ છે, જે અણદીઠ છે. તેને સાધારણ માણુસ પીછાણી શકતાં નથી. એકજ સ્થળે ઠરીઠામ રહેવાનું કામ આત્માનું નથી, પણ તેતો નીત્યં જાતજાતનાં ખાકી બદનોમાં જન્મ લઇ અનુભવ મેળવે છે. સર્વે પ્રકારનું સંપુર્ણ જ્ઞાન, સર્વે જાતની ગેબી શકતીઓ, ને છેવટે એક ફીરેસ્તો બની ખુદાના અંશના અંશમાં ભળી જવું, એ કામ આત્માનું છે. તેવી શકતીને આત્મા કહે છે. જગત હોય ત્યારે પાછું આવવું, અને જગત ન હોય ત્યારે ઇશ્વરમાં ભળી જવું એ શકતી આત્મા છે! પ્રથમ એક બાળ જન્મતાં સાથે તો તદન અંજાણ હોયછે, પણ જેમ જેમ વખત વહેતો જાય છે, તેમ તેમ તે જ્ઞાની બનતું જાય છે, અને છેવટે ભવીષ્યમાં એક મહાત્મા પણ થઈ શકે છે. આ શાથી? આત્માના અનુભવથીજ!! આટલી બધી પીછાણ છતે પણ. આત્માની અમીરાઈ બતાવી શકતી નથી. પણ અંગ્રેજોએ આત્માને "Divine Spirit" યાને ખુદાઇ શક્તી-ડહાપણને નામે તેને પીછાણ્યો છે. જમારે એક ઇનસાન આ આત્માને પીછાણી શકે છે, ત્યારે ઇશ્વરને મલ્યો એમ કહેવાય છે.

હાલમાં અમેરીકામાં 'માજદીયસની ટોળો' બહાર પડયો છે; તેઓ મુખ્ય ત્રણ તત્ત્વોથી આપણું શરીર બનેલું જાહેર કરે છે:—

૧—હેવાનીઅતપણું.
૨—ઇનસાનપણું.
૩—ફીરેસ્તાઇ-દેવતાઇપણું.

આ ત્રણ તત્ત્વની કહેવાની મતલબ એવી છે કે, એક આદમી જો પોતે ધારે તો હેવાન્યતપણાં યા જો કોઇ ચાહે તો ઇનિસાનપણાની રીતે, અને જો કોઇ ધારેતો ફીરેસ્તાઈપણાની રીતેબી જીંદગી ગાળી શકે! સંખ્યાબંધ ખુન કરવાં, ચોરી લુટફાટથી મોટો ત્રાસ વર્તાવવો એ હેવાન્યતપણું છે. જો એક આદમી આવા દુર્ગુણો ધરાવતો હોય તો તેનો આ પછી બીજો ને ત્રીજો તત્ત્વ દબાઇ જાય છે. જો એક આદમી બીજાં તત્ત્વો મુઆકેફ ચાલે તો પહેલો ને ત્રીજો તત્ત્વ બાઇ જાય છે, ને જો એક આદમી ત્રીજા તત્ત્વ મુજબ ચાલે તો પહેલું ને

બીજું તત્ત્વ દબાઇ જાય છે. જ્યારે એક ઇનસાન આગળ જણાવેલાં પહેલાં બે ત્યાગ કરી ત્રીજા તત્ત્વ પર પોતાની જીંદગી ગાળે છે ત્યારે તે, આત્મા શું, ને કયાં છે એ સમજી શકે છે.

હીંદુ, ખ્રીસ્તી, ને પારસી શાસ્ત્રો મુજબ બે જગત માનવામાં આવેછે; (૧) મિનોઈ અને (૨) ફાની. આ બંને જગતમાં માણસો વસે છે, જેમાં ફાની અવનીમાં જીવતાં અને મીનોઇમાં મરહુમ આત્માઓ વસે છે. એક ઇનસાન જ્યારે ખાકી બદન જમીન પર કાઢી નાખે છે, ત્યારે તે મીનોઇ અવનીમાં વાસો કરે છે, જ્યાં તેને તેના કર્મ મુજબ સ્વર્ગ યા નર્ક મળે છે.

આત્માની અમર્ગી માનવા માટે આપણને પુનર્જન્મ યાને ફરીના અવતાર વીષે જાણવાની જરૂર છે. આત્મા અમર છે, ને તે અનુભવ લેવા પાછો એક બીજા ખાકી શરીરમાં આ ફાની જગતમાં જન્મ લે છે, ને તે માટે એક જાણીતો લેખક શોંપેન હાઉઅર કહે છે કે:

"What sleep is for the individual, death is for will (character)...........and through this sleep of death it reappears fitted out with another intellect."

અર્થ:—"જેમ માણસને માટે ઉંઘ છે, તેમ ઇચ્છા (ખાસ્યત) ને માટે મરણ છે.........અને મરણની આ ઉંઘમાંથી તે તાજી થઇને અને નવી અક્કલ લઇને પાછી આવે છે."

વળી હરડર (Harder) પણ એજ માટે કહેછે કે:—

"Do you not know great and rare men who cannot have become what they are at once, in a single human existence? Who must have often existed before in order to have attained that purity of feeling, that instinctive impulse for all that elevation and natural supremacy over all round them?......He who has not become ripe in one form of humanity is put into the experience again and some time or other must be perfected."

અર્થ:—"શું તમે એવાં મોટાં અને વીરલાં માણસો જાણતા નથી કે જેઓ માણસની આ એકજ જીંદગીમાં તેઓ જેવાં છે તેવાં કદી એકદમ થઇ શકે નહી? જેઓને જે સઘળું ખરૂં, સુંદર ને સારૂં છે, તેને માટેના સ્વભાવીક થઇ આવતા જુસ્સા અને લાગણીની તે સ્વચ્છતા મેળવવાને માટે, ટુંકમાં તેઓની આસપાસના સઘળા ઓ ઉપરની સરફરાજી અને કુદરતી ચઢીઆતાપણું મેળવવાને માટે, આગળ ઘણી વેળા, હસ્તી ભોગવેલી હોવી જોઇએ? માણસ તરીકેના રૂપમાં, જે પુષ્ટ થઇ શકયું નથી, તેને તે અનુભવવા પાછું મુકવામાં આવે છે, ને તે કોઈ વખતે વધારે સંપુર્ણ થવાનું છે."

આ ઉપરથી આપણે જોઇ શકીશું કે મનુષ્યની હાલની જીંદગી આગળી જીંદગીને આભારી છે, અને જો આપણે આગળ જન્મ લીધોજ હોય તો આત્મા મરણ પામ્યો કેમ કહી શકાય? આપણે હંમેશ સુધી મોતના શીકાર થઈ પડશું નહી. મા બાપના મોતથી ફરજંદો, દુ:ખમાં ડુબી જઇ ગમગીનીમાં ખીન્ન બને છે! મા બાપ પોતના આંખના નુર વાહલાં બાળકના મોતથી મુંગી ગમખારીમાં ગળાઇ જાય છે! પણ જો તેઓ માત્ર એટલોજ ખ્યાલ કરે કે આ દુનીઆ કરતાં વધારે સારી જગતમાં તેઓએ આ જગતમાંથી પ્રવાસ કર્યો છે, તો ખરેજ તેમનું અર્ધુ દુ:ખ, અર્ધો વીલાપ ને અર્ધી ગમગીની દુર થાય! અને મનને કંઇક રાહત મળી સંતોષથી રહે!!!

આપણો આત્મા અમર છે. આ ફાની જગતમાં ખોહેલો ખજાનો મા, બાપ, ફરજંદ અને મીત્રો સ્વર્ગભુમીમાં આપણને પાછાં મળશેજ! એવું કોણ કહેનાર છે કે આત્મા અમર નથી? ઓ મગર માનવી, જે પ્રમાણે તેં તારા જાતી ભાઇબંધોને કચડી નાખ્યા છે તેનો આત્મા બી અમર છે. તારી નીંદાખોર જીભલીથી તેં જે માણસને સતાવ્યો છે તેનો આત્મા પણ અમર છે, કંગાળ ભુખે મરતા ભીખારીને તેં મદદ કરવા ના પાડી તેનો આત્માબી અમર છે, અને જે નીર્દોષ અબળાની જીંદગીનુ સુખ અને ખુશાલી લુટી તેને દુ:ખી કરી નાખી હતી, તેનો આત્મા પણ અમર છે. માટે ઓ પાપી ઇનસાન! તું પણ તારા માટે માન કે, તારો આત્માબી અમર છે!

રાસ્તીની રાહે ચાલનાર એ નેક ધણી તારો પણ આત્મા અમર છે. જે મનુષ્યોને તેં ભલી બક્ષીશથી નવાજેલાં છે, તેમના આત્માબી અમર છે. જેઓ તે દાદગરની દરબારમાં તારા મરણ પછી તારી ભલાઈની શાક્ષી દાખલ ઉભાં રહેશે. જગતમાં મોત નથી, પણ જીંદગી છે. જેને લોકો મોત કહે છે, તે તો એક બીજો અવતાર છે. એ મનુષ્ય તું પોતે જીંદગી છે, તો હૈયાતી શી રીતે મંદ પડે? આ ફાની જગની જીંદગીના ટુંકા સ્વપ્ન ખાતર, એ ઇશ્વર તેં અમને જીંદગી બક્ષી નથી, પણ હંમેશના આત્માની સુખી જીંદગી બક્ષી છે.

આત્મા અમર છે અને તે માટે શ્રી ભગવદગીતામાં શ્રી કૃષ્ણે અર્જુનને બોધ આપ્યો છે કે:—

"જેનો શોક ન કરવો જોઇએ, તેનો તું શોક કરેછે, ને પંડીતોના જેવી ડાહી ડાહી વાતો કરે છે. પણ પંડીતો તો મરી જાય તેનોબી અફસોસ કરતા નથી, ને જીવતા હોય ત્યારે પણ અફસોસ કરતા નથી, કારણ કે ડાહ્યા હોય, તે તો એમ સમજે છે કે, હઠીઆરોથી આત્મા કપાતો નથી, અગ્નીથી આત્મા બળતો નથી. પાણીથી આત્મા પલળતો નથી, અને વાયુથી આત્મા સોસાઈ જતો નથી. એટલુંજ નહી પણ આત્મા વળી સર્વવ્યાપક છે, એના ભાગ પડી શકતા નથી, એ ચીંતવણમાં આવી શકે એવો નથી, અને એ અધીકારી છે. માટે આત્માનુ આવું સ્વરૂપ જાણીને શોક કરવો આપણે વાજબી નથી. એ રીવાય આ વાત સમજી લે કે સર્વેના દેહમાં જે આત્મા રહેલો છે, તે આત્મા કદીબી મરી શકે એવો નથી. માટે જીવનો અફસોસ કરવો યોગ્ય નથી. આત્મા અમર છે. શરીરનો નાશ થવા સાથે આત્માનો નાશ થતો નથી. માટે મરી ગયલાં માટે શોક ન કરવો. કદી તમે એમ માનતા હો કે આત્મા હંમેશાં જન્મે છે, ને મરણ પામે છે, તો પણ આત્મા બાબે શોક ઘટીત નથી. જે જન્મે છે તે નક્કી મરે છે, ને જે મરે છે એ નક્કી જન્મે છે. માટે જે ન અટકાવી શકાય તે માટે વીલાપ ના કર! કારણ કુદરતનો ભેદ સાંભળ્યા વીનાશોક શા માટે કરવો?"

જરથોસ્તી ધર્મશાત્રમાં પણ રવાન—આત્માની અમર્ગી માટે માનવાનું કબુલે છે. તેમજ મેં આગલ લખ્યું એ મુજબ તેની માન્યતા

હીંદુ, યાહુદી, બુધીસ્ટ, ખ્રીસ્તી જેવા મુખ્ય ધર્મોમાંબી આવે છે, એટલુંજ નહી પણ આત્માની અમર્ગી વીષેનું એકીન સધળા જમાનામાં ને પ્રજામાં ચાલુજ છે. મોટા ફીલસુફો પ્લેટો, સોક્રેટીસ, ને સીસેરો તેમજ અસલી યુનાની ને રોમના નામીચા કવીઓ પણ એ વીષે માની ગયા છે. એક લેખક પોતાના "Civilisation of the Eastern Iranians" માં એ બાબદને ટેકો આપતાં જણાવે છે કે:—

"Next to the being of a God, the doctrine of the immortality of man lies at the foundation of all religion.......Remove from the mind the belief of a future existence and hope of immortality and religion becomes a shadow, life a dream, and the approach of death a scene of darkness and despair......If his whole existence be circumscribed within the circle of a few fleeting years men appears an enigma, an inexplicable phenomenon in the universe, human life a mystery, the world a scene of confusion, virtue a mere phantom, the creator a capricious Being and his plans and arrangements an inextricable maze."

અર્થ:—"ઇશ્વરની હસ્તીના મત પછી મનુષ્ય (આત્મા) ની અમર્ગીનું મત સધળા ધર્મોના પાયા સમાન છે......ભવીષ્યની જીંદગી અને અમર્ગીની આશાનું એકીન તમારા મગજમાંથી કાઢી નાખશો, તો ધર્મ એક છાયા સમાન (નકામો) અને સ્વપ્ન સમાન તમને લાગશે ...જો માણસની હૈયાતી થોડાંક ઝડપથી પસાર થઇ જતાં વર્ષોના ચકરાવામાંજ સમાઇ રહેલી હોય તો, માણસ એક ઉખયાણું તેમજ દ્રષ્ટી રચનામા નહી સમજી શકાય એવો બનાવ થઈ પડે, મનુષ્યની જીંદગી એક ભેદ સમાન ગણાય, દુનીઆ ગડબડ ઘોંટાળાનો દેખાવ થઇ પડે, જગતકર્તા ફાંટાબાજ ગણાય, અને યુક્તીઓ અને ગોઠવણો ગુચવણ ભરેલી, ભુલભુલામણી જેવાં થઇ પડે."

આ દલીલ ઉપરાંત ડૉ૦ પોલ કેરસ ( Dr. Paul Carus ) આત્માની અમર્ગી નહી માનનારા માટે એક સારો જેવો બોધ પોતાની "Whence and Whither" નામની ચોપડીમાં આપે છે કે:—

"જો આપણા મરણ બાદ, આપણા શરીરમાનો કોઇબી ભાગ અમર ન હોય, તો પછી આપણે નેકી કે બદી કર્યે, વીદ્વાન બનીએ કે મુર્ખ બનીએ, આપણી જીંદગી ઠાલી મોજ મજાહમાં ગુમાવીએ કે ઉમદા કાર્યમાં ગુજાર્યે એ ત્યારેતો સઘળું સરખુંજ ગણાય! આપણી પછી આપણી ઓલાદ આપણી વખાણ કરે કે ઠપકો આપે, આપણે તેમને સુખરૂપ થઇએ કે દુઃખરૂપ બન્યે તે માટે શું આપણે બેદરકાર ન રહીએ?"

ડૉ૦ પોલના આ ભરમ વીષેનું જો તાત્પર્ય આપણે શોધી કાઢીએ તો તેની મતલબ આ નીકળે છે કે, જો આપણે આત્માની અમર્ગી ન માન્યે, યાને બીજા બોલોમાં મરણ બાદ ભવીષ્યની જીંદગીમાં હાલની જીંદગીમાંનાં કેટલાં સારાં નરસાં કામો માટે લાંબા વખતનું સુખદુઃખ ભોગવવાનું છે એવું એકીન જો ન રાખ્યે, અને માત્ર એમ માન્યે કે મરણ પછી સઘળું ખલાસ થઇ જાય છે અને આપણા કર્મ માટેનો ભલો કે ભુંડો બદલો આ જગતમાંજ મળે છે તો બને છે એમ કે આ અવનીની અનીશ્રીત અને ટુંકી જીંદગીમાં ઉમદા કામો કરવાની ને નીતીમાન જીંદગી ગુજારવાની ઉલટ ન થાય! કારણ આ દુન્યાઇ કારોબારમાં આપણને માટે મોટે ભાગે રાસ્ત ન્યાય એકબી સ્થળે જણાતો નથી. "મારે તેની તલવાર" આ કહેતીએ સઘળે ગાડું ગબડે છે.

આસરે ૭૦ વર્ષની વાત ઉપર અમેરીકામાં લોકોની મનશકતી ઘણી ખીલી, ને તેવી મન શકતીથી મરી જવા પછી આત્માનું શું થાય છે એ ફીલસુફીથી પાદરી કનેથી જાણવા માગ્યું, પણ તેનો ખુલાસો તેઓ આપી ન શકવાથી તેઓ ધર્મને ઠગારાને નામે ધીક્કારવા લાગ્યા. પછી બે વર્ષે યુરોપમાં મોટા વીદ્વાનોની એક મંડળી "Psychical Research Society" નામે સ્થપાઇ, તેણે એ બાબે શોધ ખોળ ચલાવી. કેટલીક મહેનત પછી તેઓ તેમાં ફતેહ પામ્યા ને જાહેર

પ્રજાને પછી તે દેખાડી આપવા એ પ્રકારનાં જાતજાતના પુસ્તકો બહાર પાડયાં. આ પણ તેવી ફીલસુફી સમજાવતી ચોપડી "મોતનો ભેદ" નામે છે.

આત્માની અમર્ગી કંઇ મહાન ફીલસુફોએજ બતાવી નથી, પણ મહાન કવીઓએભી એ માટે ઘણું લખ્યું છે. તેમાં ગુર્જર કવી મી૦ બાટલીવાળા લખે છે કે:—

બદન મરે પણ આત્મા અમર છે અનંત તે તો રચાયો.
આત્મા નથી કંઇ ધુળનો બનેલો સાબુત સદા તેનો પાયો.
મહાત્મા ગયા પણ આત્મા રહ્યા હયાં ફોકટ ગયા સઉ ઉપાયો.
આત્મા મરે તો શું થાય જગતનુ તે તો સદા બંને જગમા સમાયો.

આત્મા એ ઇશ્વરી અંશ છે, ને તે પ્રત્યેક ધર્મશાસ્ત્રમાં જાહેર કર્યું છે. જરથોસ્તી ધર્મશાસ્ત્રમાં કહ્યુ છે કે—જેણે અશોઇથી આત્માને પીછાણ્યો, તેણે ઇશ્વરને ઓળખ્યો એમ જાણવું. તેમજ શ્રી ભગવદ ગીતામાં પણ કહ્યું છે કે:—

"ઇશ્વિર એવ મે શક્તી રસ્તી" યાને "ઇશ્વિર એજ મારી શકતી છે. સર્વ વ્યાપી છે ને અનંત પ્રભાવવાળી છે." વળી 'બાઇબલ' માં પણ આપણે ક્રાઇસ્ટ સાહેબને બોલતાં સાંભળીએ છીએ કે:—"O God ! Thy Power is mine, Thou art My Power." આ ધર્મના મતો ઉપરાંત શ્રી શંકરાચાર્યે એક વરૂધ્ધ ગ્રહસ્થને શીખામણ દેતાં કહયું હતું કે :—

પુનરપી જનનમ, પુનરપી મરણમ !
પુનરપી જનની, જઠરે શયનમ !!

અર્થ:—હે માનવી ! તું તારાં સતકાર્ય વડે મોક્ષ મેળવવા આ અવનીમાં તજવીજ કરી લે, નહી તો ફરી ફરીને જન્મવું, ફરી ફરીને મરવું, ને પાછું માવતરના પેટમાં પેદા થવું એ તારા માટે સરજાયલું છે.

અવસ્તાના લખાણનો મોટો ભાગ નાબુદ થયલો મનાય છે, અને બાકી રહેલા કંઇક ભાગો પણ ભેદભરેલા છે, એમ કહે છે, ત્યારે કેટલાક જરથોસ્તીઓ જેઓ પુનર્જન્મ નથી એમ પોકાર ઉઠાવે છે,

ત્યારે કાં નહી એ વીષેના ભાગો ખોવાઇ ગયલા ભાગોમાં ગુમ થઇ ગયા હોય? પણ ભાઈ "કેડે પોર્યું, ગામે સોધ્યું" વાળી કહેતી મુજબ આઘે કયાં જાઓ છો? એ વીષે આપણાં ધર્મ પુસ્તકમાં પણ ખાસ એસારા કીધેલા છે. દસાતીરમાં ખુલ્લું લખે છે કે:—

"જે ખુશીના વખતમાં આઝાર તથા રંજ પામે છે તે ગુજરેલાં અને આગળા તનની ગોફ્તદી તથા કેરદારીના સબબથી છે; અને તે બદલામાં તેઓને હમણાં રંજમાં ગીરફ્તાર થવું પડે છે...અને અમર તેમના કરતુક મુજબ તેઓનો ગુનાહ કંઈ બાકી રહયો હોય તો બીજે મરતબે પોતાના મદદગારો સાથે આવીને સજા પામશે...જ્યાંસુધી કોઇબી રીતે તે પોતાના ગુનાહની સજા પુરેપુરી પામે નહી, ત્યાંસુધી તે પહેલાં વખતમાં અથવા બીજા વખતમાં અથવા દશમાં વખતમાં અથવા સોમાં વખતમાં અવતાર લઇને પોતાના ગુનાહની ઘટતી સજા પામ્યા વીના રહેતો નથી."

આ ઉપરથી ચોખી આત્માની અમરગી માલમ પડે છે. છતાં આગલ ચાલો. આપ સર્વે વાંચક જાણુતા હશો કે શાહ અકબર વારંવાર મહાન ઓલમાઓથી જુદા જુદા ધર્મો વીષે વાદવીવાદ કરવા મીજલસ ભરતો હતો. એક દીવસે આજ બાબદ પર વાતો ચાલી, જેનો હેવાલ નીચે મુજબ મળી આવે છે:—

આ ટોળી (પારસીઓ) ના માન પામેલાં લખાણોમાં કહેલું છે કે અમર આત્માઓ એટલે ચરખો (spheres) ના આત્માઓ, અને માણસોના આત્માઓ પેદા થયેલા પણ અમર છે. વળી કેટલાક માણસોની તબીએત અથવા સ્વભાવ એવો મુકરર થયેલો હોય છે કે તેઓ પર ઉપરની દુનીઆમાંથી આત્માઓ એનાયત થયલા હોય છે; અને વળી કેટલાકો તેઓમાં બીજી ચીજોમાંથી છુટા આત્માઓને પોતાના સંબંધમાં લેવાને લાયક હોય છે એવી યોગ્યતા ચરખાના જોરથી હોય છે, અને તે ઘણો ઉંડો વીચાર કરનારાઓની નજરથી પણ છુપી હોય છે. તેઓ (પારસીઓ) વળી કહે છે કે—જ્યારે આ અમર આત્મા ખોદાશનાસી અને એકીનમાં ઉંચ દરજજે પહોંચે છે, એટલે કે અશોઇના અને નેકીના કામમાં કામ લેવાય છે, ત્યારે આ

નીચેનું શરીર છોડી પેલાં અમીશ્રીત સ્વચ્છ આત્મામાં જોડાઈ જવામાં ફત્તેહ પામે છે. પણ જો તેનાથી આ ઉંચ ને મુકતી આપનાર દરજ્જે પહોંચી શકાય નહી તો તે એક ચરખામાં જઈ રહે છે કે જેની સાથે તેના કર્મો બરાબર સમતોલ ઉતરે. જો તેનું સ્વભાવીક બોલવું સાચું હોય, અને તેના કામો નેકીના હોય, પણ જો તે કોઇ ચરખ સાથે જોડાવા જેટલે દરજ્જે પણ નહી પહોંચ્યો હોય, તો તે ખનીજ તત્ત્વોથી છુટો થવાથી નીચેની દુનીઆમાં એક શરીરના આકારમાં રહે છે, અને પોતાની નેકીને લીધે સારા સુખમાં રહે છે. મગર જો તેનું બોલવું દોષીત હોય અને કામો પણ બુરાં હોય, તો આ શરીર છોડયા પછી તે બીજું એવું બંધારણ પામતો નથી, પણ જ્યાંસુધી પોતાનાં નેક કામો અને સખુનોથી ઉંચ દરજ્જે જતો નથી, ત્યાંસુધી તે મરણ પછી એક શરીરમાંથી બીજા શરીરમાં વારંવાર દાખલ થાય છે."

વળી ગ્રીસ ને યુનાનમાં અસલી જરથોસ્તીઓના જે લખાણો રહી ગયાં છે, તેમાં "ખાલ્ડીયન ઓરેકલ્સ" યાને "જરથુસ્ત્રના સખુનો" નામક હજી હયાત છે, તેમાં આવેલી ફીલસુફી માટે એવું કહેવાય છે કે તે જરથુસ્ત્ર સાહેબની છે. તેમાં લખે છે કે :—

According to Zoroaster, in us the ethereal vestment of the soul perpetually revolves (re-incarnates.)

"જરથુસ્ત્રના કહેવા મુજબ આપણામાં રવાનનો ઝભો (કાલબુદ) હંમેશાં ફર્યા કરે છે."

આ સઘળાં કારણોથી આપણને માનવાને મજબુત કારણો મળે છે કે આત્મા અમર છે, અને તે આ જગમાં કરેલાં સુકરૃત્યો કે કુકરૃત્યોનાં ફળ બીનોઇ જગમાં ચખાડે છે. માટે પ્રીય વાંચક! આજથીજ તું પણ આત્માની અમરતામાં માન! ને કરણીના ફળનો નીયમ ધ્યાનમાં રાખી તારી જીંદગીને આ જગમાં સફળ બનાવ, જેના પરીણામે તું આવતા ભવે સુખી જીંદગી ભોગવવા ભાગ્યવંત થાય! અસ્તુ.



# લખ્યા લેખ—મીટાડવા મુશ્કેલ.

'ઓ! એને જો અકસ્માત થતે નહિ, તો એ કદી મરી જતે નહિ,' અથવા તો 'એને આય દુઃખ થતે નહિ તો એ કદિબી મરતે નહિ;' યાતો 'એ જંગલમાં ગયો ન હોત તો સાપ કરડી, તેનું ઝેર ન લાગતાં એ જાન પ્રાણ ખોહતે નહિ,' અથવા તો કોઇવાર 'એ જો ઉંચેથી પડતે નહિ તો એ મરી જતે નહિ,' આવા વાકયો વારંવાર એક મોત વેળા બોલાય છે. પણ ભાઇ જરા ધીરજ ધર! મારૂં કહેવું તો જરા સાંભળશે ને? તું એમ રડે છે કે ફલાણું થાત નહિ, તો એ મરત નહિ. ભાઇ એમ તો સઘળાંજ કરે! એમાં નવાઈ શી? મગર કારણ વિના પરિણામ હોય? જો તું બારિક વિચાર કરશે તો કુદરતના બાબમાં પ્રત્યેક વસ્તુમાં તને જોડપણ જણાશે. અપવાદ તરીકે એ હાથ ને પગ, સુખને દુઃખ, જન્મ અને મોત, તેમ આપણા બાબના આ મોતના વિષયમા મોત સાથે કંઈબી કારણો જોડાયલાં છે.

તું એવાં અકસ્માતિક એકાએક મરણો માટે રડકકળ કરે છે, પણ જો! હુમાયુ બંદગી કરવા પોતાના મિનારા પર ચઢયો તે વેળા તે જાણતો હતો કે તે હવે મરી જશે? સોહરાબ પહેલવાન, જે વેળા લડાઇ કરવા સામે થયો ને ઘરની બહાર નિકળ્યો, તે વેળા તેને શું ખબર હતી કે તે તેના બાપનેજ હાથે માર્યો જશે? ક્રાઇસ્ટને કયાં ભુલી જાય છે; આ મહાન પેગામ્બરને જે વેળા પકડી લઇ જવામાં આવ્યો તે વેળા શું તે જાણતો હતો કે તેને ખીલાથી ઠોકી તેની જીદંગીનો અંત હવે આણશે? હેનરી વન જે જાણીતો ધર્મ ઉપાધી થઈ ગયો છે, તેણે લોકમાં કડવાસની લાગણી હતી તે શાંત પાડી, ત્યારે તેના બદલામાં તેને ફાંસીનીજ સજા થશે, એ શું એ જાણતો હતો? જે વેળા જરાથુસ્ત્ર બંદગી કરવા આતશબહેરામ જવા ઘરની બહાર પડયા ત્યારે શું તેમને ખબર હતી કે તેઓ પાંચ મિનીટના અરસામાં તુરબરાતુરના હાથે માર્યા જશે? વાંચક જેમ તું તારા મોત માટે અંજાણ છે, તેમ તેઓ પણ હતા! અગર જો મોતની વાણી અગાઉથી જાણી શકાતી હતે તો જમશેદ ને ફરીદુન, તેમજ બીજા પેગામ્બરો

ઇશ્વર–આજુજીથી ન અટકાવી શકતે? માટે ભાઇ વાહલાંનું મૃત્ય નિપજ્યું તો નીપજ્યું એમાં માથે હાથ દઇ રડવામાં શું ફાયદો રહયો? નસીબમાં લખેલું કોઇ કાળે મિથ્યા થનાર નથી. કારણ જેમ સિતારાના પ્રકાશથી ચંદ્રમાનુ તેજ ઝાખું થતું નથી, વાદળાંની ઘટાથી સુરજ અંધકાર ધરતો નથી, લડાઇમાં જનારો રાણીજાયો રજપુત તલવારના પ્રકાશ અને તોપના ધડાકાથી બીહતો નથી, સખાવત કરવાની જેની મનોવૃત્તી છે, તે ઘર આગળ કોઇને મદદ લેવા આવતો જોઈ છુપાતો નથી, ચતુર સ્ત્રીની ચપળ આંખો સાંમેના ધણીનું મન મોહીત કરવામાં પાછળી પડતી નથી, મોં ફેરવી બેસીએ તો એ મનના મંદિર માંહે બેઠેલો પ્રેમ ઘટતો નથી, તેમ ઓ માનવી! તું પણ માન કે તારા જન્મ સાથે જે મોત પ્રત્યેક માણસ માટે નિર્માણ થયેલું છે, એ તારા ગમે એવા જોરેમંદ પ્રયોગ છતાં તને મુકવાનું નથી. નસીબમાં લખેલું કર્મ તું ગમે એવો પરહેજગાર બનશે તોએ કોઈ કાળે મિથ્યા થતું નથી.

તારા કે તેજમે ચંદ્ર છુપે નહિ,
સુરજ છુપે નહિ બાદર છાયો;
રણ ચઢયો રજપુત છુપે નહિ,
દાતા ન છુપે ઘર માંગન આયો;
ચંચળ નારીકો નેણ છુપે નહિ,
પ્રિત છુપે નહિ, પુંઠ દિખાયો;
કવિ ગંગ કહે સુન ઓ માનવ,
કર્મ ન છુપે ભભુત લગાયો;

વિદ્યાથી આ સિદ્ધ થઈ ચુકુ છે કે દુન્યામાં ખાલી જગા જેવું કાંઈ નથી. જેમ મહાસાગર પાણીથી ચિકાર ભરેલો હોય છે, જેમાં એક રેતીનો કણુ પણ પોતીકા કદના પ્રમાણ જેટલું પાણી ખીસાડવા વિના તેમાં જગા મેળવી શકે નહિ, તેજ મિસાલ આ આખી સૃષ્ટિ પ્રાણીઓથી ખીચોખીચ ભરેલી છે. હવા, આંતશ, પાણી ને ખાક વટીક જીવો છે, એવા શુક્ષ્મીક જીવોની હસ્તી આજની આપણી સાયન્સ વિધાએ ખાત્રી ભરી રીતે સાબીત કરી આપ્યું છે. કુદરતના દીઠામાં આવતી પ્રત્યેક વસ્તુ–ટુકમાં એમજ કહોની કે આખી જગતજ

જીવતી છે, અને તેમ સાબેત થઇ પણ ચુકુ છે કે સઘળી વસ્તુઓ–સજીવ કે નિર્જીવના શુક્ષ્મ રજકણો (Atoms) ચોક્કસ હદમાં આમથી તેમ હાલતાં ને ચોકકસ ગતિથી દોડતાં જણાય છે. વધુ ખુલ્લી રીતે સમજવા જો માગીએ તો આપણા સાધારણ શબ્દોમાં જેટલા પદાર્થો ને પ્રાણીઓ છે એ સઘળા શુક્ષ્મીક જીવ છે, જેઓ આકર્ષણ શક્તિથી એક બીજા જોડે જોડાઈ જઈ અમુક રૂપના પદાર્થો બને છે, અને જયારે તે પદાર્થોમાં ફેરફાર થવાનો વખત આવી લાગે છે ત્યારે તે જીવો છુટા પડી હવામાં વિખેરાઇ જાય છે, અને જુદાંજ ખેંચાણ તળે–જુદાંજ સ્વરૂપે તેઓ પાછાં નવી હસ્તીમાં આવે છે. આવી વિખેરાઇ જવાની ક્રિયાને આપણે 'મરણ'ના નામે પિછાણીએ છીએ. હવે જેવી રીતે તમો આ ક્રિયાને મરણ માનો છો, તેમ જન્મ પણ એજ ક્રિયાને માનો, કેમકે ઉપરજ વાચ્યું તેમ તે જીવ પાછો નવા સ્વરૂપમાં જન્મ લેય છે. અને આ રીતે મરણ એ ખરી રીતે જોતાં સદાનું મોત ન કહેવાય બલકે મરણના રૂપમાં નવો જન્મજ કહેવાય !

જાંન મગઝે હકીકતસતો તંન પુસત બેબીન,
દર કેસવતે રૂહ સુરતે દુરસ્ત બેબીન.
હર ચીઝ કે ઉ નેશાંને હસ્તી દારદ,
યા સાઇયે ઉસત ઇઆ ખોદે ઉસત બેબીન.

બગદાદના એક અસલ જમાનાના ઝવેરી માટે કહેવાય છે કે તેને સંતાન ન હોતાં, અને તેથી તે પોતાની બંદગી દરમ્યાંન હરહંમેશ એક બેટાની નવાજેસ ઇશ્વિર કનેથી માગતો. વખતના વહેવા સાથે ઇશ્વિર તેના પર પ્રસન્ન થયા, ને તેની બાયડીને હમેલ રહયા, ને નવ માસે એક પુત્રનો જન્મ આપ્યો. મગર તેનું નસીબ ભાખતાં જ્યોતીશ મહારાજે જણાવ્યું કે તારો પુત્ર નવમાં વર્ષે આજ ગામના એક રાજા--સીકન્દરના હાથ તળે માર્યો જશે. આ ચિંતાતુર ખબર સાંભળી તે ઝવેરી છુપા ગમમાં મુઝાવા લાગ્યો, અને હવે એ છોકરાને મોતના પંજામાંથી કેમ મુકત કરવો તેના પ્રયાસો રોજ–બ–રોજ કરતો રહયો. વિચાર કરતાં એક ખ્યાલ તેનાં મનમાં રમતો થયો, જે તેણે અમલમાં મુકયો, અને એક દર્યા કિનારે ભોંયરૂં બનાવી ત્યાં તેને એકલો આઠ

વર્ષની ઉમ્મરે રાખ્યો, એવી આશાથી કે તે વાતની કોઇને ખબર પડે નહિ, એટલે અત્રે કોઇ આવે પણ નહિ! હવે એક વેળા એવો પ્રસંગ આવ્યો, જે વેળા સીકન્દર તેજ જગાપર આવી ચઢયો. પોતાનું ત્યાં કામ પુરૂ કર્યા બાદ કુદરતની કરાંમત નિહાળતો ત્યારપછી તે દર્યા કિનારે બેઠો. મગર આઘેથી એક વહાણ આવતું જોઇ તે ગભરાઇ ગયો અને એક જબરદસ્ત ઝાડની ટોંચે તે ચઢી ગયો. થોડીજ વારમાં તે વહાણ કિનારા પર આવી ઉભુ, જે સીકન્દરના ગણવા મુજબ આસરે પંદરેક માણસોથી ચિકાર હતું. તેઓ ઉતર્યા ને સંખ્યાબંધ ખોરાકી કિનારા પર નિચે ઉતારી. ત્યાર પછી એક માણસે પેલાં ઝાડ તળે ઉંડો ખાડો ખોદયો, જે ઝાડ ઉપર શાહ સીકન્દર બેઠો બેઠો જોતો હતો. તે ખાડો ખોદતા એક ભોંયરૂં જણાયું, જેમાં તેઓ એકેક પછી એમ સઘળા ગયા, ને પેલો ખોરાક અંદર ઉતાર્યો. આશરે અર્ધા કલાક પછી તેઓ સઘળા બહાર નિકળ્યાં. જેમાં એક બુઝર્ગ ગ્રહસ્થની આંખ્યો આસુંથી ભરેલી તેને જણાઈ, જેનું કારણ અલબત્ શાહ જાણી શકયો નહિ. આથી તેની જીજ્ઞાસા ત્યાં શું છે એ જોવાની થઇ. એટલે જ્યારે તે વહાણ તેની નજરથી અદ્રશ્ય થઈ ગયું કે તુરત સીકન્દર ઝાડ પરથી નીચે ઉતર્યો; અને જે જગા તેઓ ખોદી અંદર ગયા હતા તે જગા ખોલી માંહે ભોંયરામાં પ્રવેશ થયો. દાખલ થતાંજ તેણે એક આલીશાન મકાનમાં એક નવજવાન ખુબસુરત છોકરો જોયો, જે કંઇ વાંચતો હોય એમ તેને લાગ્યું. મગર તેજ પળે તે છોકરાની પણ નજર તેના ભણી ગઇ ને તે ચમકયો, ને બાપના વેણ મુજબ હવે પોતાનું મોત નકકી માન્યું. આથી રડી દઇ તેને પુછ્યું "ઓ, તમેજ મારા મોતના સરદાર કે? તમેજ સીકન્દર કે?" આ વિચીત્ર વાત સાંભળવા ઉપરાંત તેણે પોતાનુંજ નામ તેના મોંથી સાંભળી શાહ સીકન્દર અજાયબ થયો છતાં ધીરજથી પુંછ્યું "બેટા! તું શું કહેવા મ્હચ્છે છે તે હું સમજી શકતો નથી, માટે મને જરા વિસ્તાર પૂર્વક કહો!" પેલા ઝવેરીનો છોકરો જે હજી રડતોજ હતો તે ડચકાં ખાતાં બોલ્યો, "મારા બાવાજી બગદાદના એક મોટા ઝવેરી છે, ને એક મોટા શ્રીમંત છે. મગર તેમને બાળક નહોતું. ઈશ્વર કૃપાથીં આજ આઠ વર્ષ થયા મારો જન્મ થયો ને તેથી તેઓ રાજી થયા, પણ બીજીજ પળે તે

તેમની ખુશાલી દલગીરીમાં ફેરવાઈ ગઇ, કારણ કે મારૂં નસીબ જોવરાવવાથી જણાયું કે મને નવમાં વર્ષે આજ ગામનો રાજા સીકન્દર મારી નાખશે. આથી મારો બાપ ચિંતાતુર બન્યો, ને મને તેમ બચાવવા આ ભોંયરૂં મોટા ખર્ચે બંધાવી અત્રે મને રાખ્યો છે, ને જણાવ્યું છે કે તારાં એ વર્ષના વધન બાદ ઘેર લઈ જશું. અને તેથી હું ધારૂં છું કે હવે મારૂ મોત નજીક આવેલું છે, ને તમેજ તે રાજા હોવા જોઇએ." નાના છોકરાની આ વાત સાંભળી તે પણ મનમાં ગમગીન બન્યો, ને તેના હાથેજ આ નાના બાળકનું મોત જાણી પોતાના નસીબને હજારો હજાર ફટુવા દેવા લાગ્યો. અને તેને પણ લાગ્યું કે વિના કારણે હું આ નિર્દોષ બાળને મારીજ શા માટે નાખું? કોઇ કહેનાર મુર્ખ હોવો જોઇએ. આવું ધારી પોતાનું નામ છુપાવી તે હસીને તેને મુગો રાખતાં પસવારીને કહ્યું: 'બેટા! તું ગાભરૂ ના બન! હું કંઇ સીકન્દર નથી, પણ તારા રક્ષક અર્થે આવેલો દેવતા છું, અને મારી આશા આવી છે કે જયાંસુધી હવે તારો બાપ તને તારાં વર્ષની બારવણે લેવા આવે નહિ, ત્યાંસુધી હું અત્રેજ રહીશ." આ વેણથી તે રાજી બન્યો. અને ત્યાર પછીના સઘળા દિવસ તે બાળકે તેનીજ સાથે વિના હરકતે ગાળ્યા. હવે નવમું વર્ષ બેઠું ને તે દિવસે તે છોકરો પોતે જીવતો રહેવાથી આનંદમાં આવી ગયો. નાસ્તો કર્યા પછી તેઓ બન્ને તૈયાર થયા, મગર બાપને આવવાને વિલંબ હોવાથી તે જરા બિછાણા પર લેટી ગયો. ઈશ્વરનું ચાહવું એવુંજ બન્યું કે તે છોકરાને તરબુચ ખાવાની મરજી થઇ, ને તેથી શાહ સીકન્દરને જણાવ્યું. નાના બાળકને માન આપી તે છરી લેવા અભરાઇ આગળ ગયો, જે અભરાઇ બરાબર તે છોકરાના બિછાણા નજીકજ હતું. અચુક ભુલથી છરી સીકન્દરના હાથમેથી પડી ગઈ, જે પેલા છોકરાના ગળામાં બરાબર જઈ ભોંકાઇ પડી. અને તેજ પળે તે હસતો ચહેરો–ગુલાબ સમાન ખીલેલો ચહેરો, ગુલાબજ મિસાલ પળવારમાં કરમાઇ ગયો. અફસોસ! ભવિષ્ય વાણી તેના બાબની ખરી પડી, ને બરાબર સીકન્દરનાજ હાથ તળે તેનું મોત નિપજયું; જો કે સીકન્દર ખુનના આરોપ તળે આવ્યો છતે પણ જીગરથી તેની એવી આશા નહોતી. સીકન્દર તે છોકરાને જીગરથી પોતાના બેટા સમાનજ ચાહતાં શાખ્યો

હતો, એટલે તેના કમોત માટે ઘણું રડયો. અંતે તેને તેમજ રહેવા દઈ છેલ્લું પ્યાર ભર્યું ચુંબન કરી પોતે વિલે મોંઢે પોતાનો માર્ગ લીધો. આ બનાવને બીજે દિવસે તેનો હેતવંતો પિતા તેને જીવતો જોવાની આશામાં આવ્યો હતો, જે આ કર્પીણ મોત જોઇ જખમાયો, ને ત્યાંજ પોતાનો જાન ઇશ્વરને હલાલ કરી દીધો. તેના માણસો ત્યાર પછી આ બે મૃત્યોને ઉપાડી લઇ ભોંયરામાં જે કંઇ હતું તે ખાલી કરી પાછા બગદાદમાં ગયા. આવી રીતે નસીબમાં લખેલા લેખ કોઇ કાળે મિથ્યા થતા નથી. પ્રિય વાંચક! તારાં કરતાં આ બાબદ ઘણી ગમગીન છે. પણ હવે શું કરશે? જેમ તેની મીઠીમાતા દિલાસો મનને આપી સબ્યારાથી બેઠી છે, તેમ તું પણ નહિ બેસે?

થવાનું ન થવાનું–કહે નજુમી કોણ એવો છે,
ન જાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે.
હતી સત્યા રૂપે અહલ્યા–જગતમાં વાત જાહીર છે,
ન જાણ્યું ગૌતમ જ્ઞાનીએ–સવારે શું થવાનું છે.
હતા કૌરવ ને પાંડવ–મહા બળી જગ્તમાં હતા ઓધ્ધા,
ન જાણ્યું ભીષ્મ જેવાએ–સવારે શું થવાનું છે.
રમ્યા જુકતું સૌ સાથે–વિભુતી સૌ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ સવારે શું થવાનું છે.

માટે ઇશ્વિર પર એ બાબેનું તારૂં વિરૂદ્ધ મત જવા દે! ઇશ્વર અતિદયાળુ છે. તે આપણો પિતા ને આપણ તેના બાળ જેવા છીએ; તો શું તે હાથે કરી આપણને જન્મ આપી મારી પણ નાખે? નહિ. ખચ્ચીતજ નહિ!!! રિબીને નિપજતાં મોત કે પછી ઓચીંતા થતાં મોત એ સર્વે તરફ તું સમાન્તર દ્રષ્ટીએ જો! એટલે જ્યારે પણ કોઈ વેળા તારા પર એ મોત રૂપી આતશની ચુંગાલ ત્રાપ મારે, ત્યારે નસીબને દોષ દેવાનું કારણુજ ન રહે!



# મોતની પળ!

મરણ વખતે જ્યારે હવાઇ શરીરનો સંબંધ ખાકી શરીરથી છુટો પડે છે, ત્યારે પહેલું પાછલાંથી ઘણે દુર જતું નથી, પણ સાધારણ રીતે તે ખાકી શરીરની ઉપર જાણે ગોયા તરતું જેવું રહે છે, અને જો મરણ પામેલાંનાં શરીરની આસપાસ રડકુળ ન હોય તો તેનાં ભાનની સ્થિતિ એક શાંત સ્વપના જેવી હોય છે; મગર એથી ઉલટું તેની આગળ માહેતમ ચાલે છે ત્યારે તેના જતે જીવે તેને ખલલ નડે છે; ને તે વાહલું જે પોતાના કૃત્યો મુજબ સુખ–દુઃખના સ્વપના જોતું પડેલું છે, તેને આપણે રડી જઇ મોટી ખલલ કર્યે છીએ. માટે જેમ બને તેમ એ પળ શાંતીથી તેનાં જીવતાં ખેશીએ ગુજારવી; કારણ આ તે અગત્યનો વખત છે જે કીમતી વખતે મરણ પામતાં માણુસની આખી જીદંગીના બનાવો એક પછી એક તેની નજર સમક્ષથી પસાર થાય છે: અને તે વિષેનો બૉઅર લોકોની લડાઈ દરમ્યાંનનો જાણુવા જોગ દાખલો તવારીખમાં નોંધાયલો છે. તેમાં તે શખ્શ નીચે મુજબ પોતા માટે લખે છે:—

"......How long the firing lasted I cannot say, it may have been five minutes, but to me it seemed an eternity. I was resigned to die, expecting death every second. All the incidents in my life, in almost every detail, passed through my head from my earliest childhood until then."—"Times of India" 16th October 1901.

એ વિષે વધુમાં રીક્ષસુરી પ્રમાણે સમજાવતાં મી૰ લીડબીટર જણાવે છે કે—

At the last moment the whole life is reflected in our memory, and emerges from all the forgotton nooks and corners, picture after picture, one event

after another. The man may often appear dead, yet from the last pulsation, from and between the last throbbing of his heart and the moment when the last spark of animal heat leaves the body, the brain thinks, and the Ego lives over in those few brief records his whole life. Speak in whispers, ye who assist at a death bed, and find yourselves in the solemn presence of death. Especially how ye do keep quiet just after death had lain her calomny hand upon the body. Speak in whispers, I say lest ye disturb the giant ripple of thought, and hinder the busy work of the port, casting its reflection upon the veil of the future—"Man: Fragments of Forgotten History."

યાને—"છેલ્લી ઘડીએ આપણી યાદદાસ્ત શક્તિમાં આખી જીંદગીનાં બનાવોનું પ્રતિબિંબ પડે છે અને સઘળાં ભુલી જવાયલાં ખુણાં ખંટોલામાંથી એક ચિત્ર પછી બીજુ એમ અનુક્રમે એક પછી એક બનાવો ફરી બનતા જાય છે. તે માણસ મરણ પામેલા જેવો જણાય, તોપણ નાડીના છેલ્લા ધબકારાની શરૂઆતથી તે જીગરના છેલ્લા ધબકારા અને શરીરની છેલ્લી ચિંગારી નિકલી જાય છે તે વચ્ચેના વખત સુધી ભેજુ વિચારે છે અને સ્વતંત્ર પોતાની આખી જીંદગી આ થોડી પળમાં પાછી ગુજારે છે. ઓ! તમો જેઓ મરણના બિછાણા આગળ મદદ તથા સારવાર કરતાં હોવ તેઓ અતિ ધીમા સાદે બોલો, અને યાદ રાખો કે તમો મોતની ગંભીર હાજરી સમક્ષ છો. જ્યારે મોતે પોતાનો ચિકણો, બિનાશદાર હાથ શરીર પર નાખ્યો હોય, તે વખતે ખસુસ કરીને તમારે ચુપ રહેવું જોઇએ. હું કહુ છુ કે તમે ધીમેથી બોલો, કે જેથી વિચારની શાંત લહેરીને તમે ખલલ પહોંચાડો નહિ; અને ભૂતકાળનું કામ જે પોતાનું પ્રતિબિંબ ભવિષ્યના પરદા પર ફેંકે છે તેને અડચણ કરો નહિ."

મોતની ગંભીર પળે દરેક માણસ, કદિ એકાએક જો મરણ પામ્યો હોય તોપણ પોતાની ગયેલી જીંદગી, તેના બારિક વિગતવાર વર્ણન સાથ પોતાની સામેથી પસાર થતાં તે જોય છે. એક ટુંકી પળ સુધી માણસ પોતાનો અમ્મર ભાગ–મનસ ને બુદ્ધિ સાથ એક તાર થાય છે. અને તેથી તે પોતાને ઠગાયા વિનાનો, યાને પોતે છે, તેવોજ જોય છે, ને સમજે છે કે જે રંગ ભૂમી હવે તે છોડી મિનોઇ મુકામ ચાલ્યો જવાનો છે, તે પર હવે માત્ર એક છેલ્લીજ નજર નાખતા માત્ર પળવારમાં પોતાના ૬૦–૭૦ વર્ષોની જીંદગી તે મોતની પળે ઝપાટામાં વાંચી શકે છે; અને આવાં મોતેબર કારણોને લીધેજ આપણે રડીને ગોધયારૂ ન કરતાં શાંતી અખત્યાર કરવી, કારણ બેહદ ગમગીની ને કીલ્યાણથી તે મરનાર એક રીતે મોતની નિંદ્રામાથી જાગૃત થઇ જાય છે, અને તેમ જાગૃત થવાથી તે મરણ પામેલાંને અતિશય દુઃખ ધારો કે દર્દ કરી શકાય, તોએ માણસના અમ્મર તત્વો મરણ વેળા બહાર પડવાની ક્રીયામાં રડવાથી મોટી ખલલ પહોંચે છે. અને તે વિષે લંબાણથી સમજાવતાં મી. સી. ડબલ્યુ. લીટબીટર ( C. W. Leadbeater ) પોતાની "આકાશી જેહાંન" (The Astral Plane ) નામની ચોપડીમાં લખે છે કે—

" There is another and much more frequently exercised influence, which may seriously retard a disembodied entity on his way to Devachan and that is the intense and uncontrolled grief of his surviving friend or relatives. It is one among the many melancholy results of the terribly inaccurate and even irreligious view that we in the West have for centuries been taking of death, that we not only cause ourselves an immense amount of wholly unnecessary pain over their temparory parting from our loved ones, but we often also do serious injury to those for whom we bear so deep an affection by means of his very regret

which we feel so acutely............It would be well if those whose loved ones have passed on before them would learn from these undoubted facts the duty of restraining, for the sake of those dear ones, a grief, which, however natural it may be, is yet in its essence selfish. Not that occult teaching counsels forgetfulness of the dead, far from it; but it does suggest, that a man's affectionate remembrance of his departed friend is a force, which, if properly directed into the channel of earnest good wishes for his progress onwards Devachan and his quiet passage through Kamaloka, might be of real value to him; whereas when wasted in mourning for him and longing to have him back again it is not only useless but harmful. It is with a true instinct that the Hindu religion prescribes its Sraddha ceremonies and the Catholic Church its prayers for the dead."

યાને—"જે બીજી અસર ઘણી વધારે વાર ચલાવવામાં અથવા કામે લગાડવામાં આવે છે, અને જે એક શરીર વિનાના અસ્તિતત્ત્વને તેના દેવખનના માર્ગમાં ભારે ખલલ કરે છે, તે માણસનાં મરણ પામેલાં માણસનાં જીવતાં દોસ્તો અને સગાંસ્નેહીનો બેહદ અને કાબુ વિનાનો ગમ છે. આપણા પશ્ચીમના લોકો મોત વિષે જે ખોટા અને અધર્મી વિચાર સદીઓ થઇ લેતાં આવ્યાં છીએ, તેનાં બીજાં દુ:ખદાયક પરિણામોના એક પરિણામ તરીકે આપણાં વાહલાઓના થોડા વખતના આપણાથી છુટા પડવાને લીધે બેહદ ને વિના અગત્યનું દુ:ખ આપણે હાથે કરીને માથે ઓઢી લઇએ છીએ, એટલુંજ નહિ પણ આપણાં જે મરણ પામેલા તરફ આપણો આટલો બધો ઉંડો પ્યાર હોય છે તેઓને આપણી જે દલગીરી આપણને લાગે છે, ને તેથી આપણે ગુજરી ગયલાંને એક રીતે ગંભીર નુકશાન કર્યે છીએ........જેઓના

વાહલાં તેઓની અગાઉ આ દુન્યામેથી કુચ કરી ગયાં છે, તેઓ આ ખરી હકીકતથી પોતાનાં વહાલાંને ખાતર પોતાને ગમે તેવો કુદરતી ગમ કે જેના મુળમાં એકલપેટાપણું સમાયલું છે, તેને દાબમાં રાખવાની પોતાની ફરજ સમજે તો સારૂ! ગુપ્ત જ્ઞાનનું આ પ્રકારનું શિક્ષણ મરહુમોને ભુલી જવાનું શિક્ષણ આપતું નથી, પણ એથી ઉલટુંજ કહે છે; તોપણ તે એવું સુચવે છે કે એક માણસના પોતાના મરણ પામેલા દોસ્તની પ્યારી યાદ એવું બળ છે કે જે જો મરણ પામનારના દેવખન તરફના વધારા માટે અને 'કામ' લોકમાંથી શાંતી સાથ પસાર થવા માટે આતુર ભરી ઇચ્છામાં બરાબર ફેરવવામાં અથવા વળાણ આપવામાં આવે તો મરનારને ખરેખર તેના જીવતા ખેશીની મદદ કિંમતી થઇ પડે! પણ તેથી ઉલટું, જ્યારે તે બળ, મરણ પામેલાં પાછળ શોક કરવામાં અને તેને પાછો આવવાની ઇચ્છારૂપી યાદમાં ગુમાવવામાં આવે, ત્યારે તે નિરૂપયોગી થાય છે, એટલુંજ નહિ, પણ નુકશાનકારક થઇ પડે છે. ખરી પ્રેરણા અથવા સ્વાભાવિક સમજ મુજબ મરણ પામેલાં માટે હિંદુ ધર્મ શ્રાદ્ધની ક્રિયાઓ અને કેટલીક ધર્મ બંદગી ફરમાવે છે."

વિદ્વાનો વાદંવાર અત્રે આવી અટકે છે કે "Man first know thyself, then thou will know thy Creator.'' અત્રે કુદરતી સવાલ ઉભો થાય છે કે પોતાને તે કેમ પિછાણે? કારણ આપણે જાણીએ છીએ કે જેને હાથ, પગ, કાન, નાખ, જીભ ને વાચા છે એ માણસ! એમાં નવું પિછાણવાનું શું? બાકી નજરે તપાસતાં આપણને એમજ લાગે છે. પણ પોતાને પિછાણવા એવું જ્ઞાન કામ આવે એમ નથી. આપણ પોતાને પિછાણવા આપણી અંદર સમાયલો રવાન રાજા, તે કયાંથી આવ્યો, કયાં જવાનો, આ ખાકી શરીરના મરણ પછી તે કયાં જશે, તેનું શું થશે, એ સવાલનો ફડચો કરવામાં પોતાને પિછાણેલું ગણાય છે; ને તેમ પિછાણવા આપણા શરીર રૂપી ખબોચ્યા અંદરથી કાંકરા રૂપી ક્રોધ, હવસ, મગરૂરી, તુંદાઇ વગેરે ત્યાગ કરવું જોઇએ, નહિતર આવ્યાં તેવાં પાછાં જવામાં કંઈ મોટાઇ નથી.

રે ના કહો કે જીવવું છે સાર્થક ખરૂ!
શા કાજ જન્મ લીધો? વિચાર આમ કર.

જે પામ્યુ જન્મ તે મરશેજ આખર
નથી કો રહ્યુ છે કે રહેશે અમ્મર
છે કુદરતનો કાયદો એ અવિનાશક
કે જન્મે તે મરશેજ, તો શા કાજ નાહક
આ જગ માંહે જન્મ લઇ આવ્યે આપણુ
કંઇ મકસદમાં એમ કરી ફાવ્યે આપણુ
મિનોઇ જેહાંનથી આવી, જવું પાછું ત્યાં
તો શા કાજ વિના—અર્થ આવી લાગાં ક્યાં

બીજાં કોઇ પણ દુઃખ કરતાં વાહલાંના મોતનું દુઃખ ખરેજ આપણને વધારે લાગે છે, પણ એનું કારણ પ્રથમ તો આપણો તેના પર પ્રેમ! અને બીજું મોતેબર કારણ આ કે આપણે મોત વિષે ઘણાંજ બિનવાકેફ છીએ. તે વાહલું મરતું નથી, પણ તે વાહલાંના શરીરનું મરણ થાય છે; ને તે તો મિનોઇ જગતમાં તેના બાપ ઇશ્વરની ગોદમાં ચંપાયલું છે; આવા સાદા પ્રશ્નોથી પણ જો એ ઘડી તમો ખ્યાલ કરો તો, થોડે દરજ્જે પણ તમારૂ તે વાંહલાં પ્રત્યેનું દુઃખ ઓછું થાય! જેઓ આવી રીતે સમજી તે મોતનો ફટકો ખમી જાય છે, તેઓને તેનાં મરણનું દુઃખ લાગતું નથી, સિવાય કે તેઓ એટલું જાણે છે કે તે સદાનું ગયુ! જ્યારે પણ આવા ન ફટકાના મૃત્યો ઘરમાં, ગામમાં કે પછી જ્યાં જ્યાં થતાં હોય, ત્યાં કોઇબી સામો માનવ—જો તેને પોતાનાથી બનતો દિલાસો આપે તો ખરેજ મોતનો જખમ તેના સ્નેહીના અંતઃકરણમાં છેક ઉંડાણથી ન થતાં માત્ર મન પરજ થઇ રહેશે.



# વાહલાં સાથ વાતચીત.*

Spiritualism stands just as much change of being exterpated as a fact by the senseless and derisive disdain of the student of science or medicine, as the Indian does of being put out of existence by the lofty disgust of the overbearing Anglo–Indian who puts his head out of the window when riding the same railway compartment with the other.

(Pestonji D. Khandalavala)

જો યુરોપમાં હાલમાં મોટી લડાઇ ચાલતી ન હોત તો બરમીંગહેમ યુનીવરસીટીના પ્રિનસિપાલ અને જાણીતો વિદ્વાન ને સાયન્ટીસ્ટ સર ઓલીવર લોજનું છેલ્લું પુસ્તક રેમન્ડ (Raymand) દુનીઆમાં ઘણું મશહુર થાત અને ઘણો હોહોકાર મચાવી મેળત, તેમ વળી જો ત્યાં લડાઇ ન ચાલતી હોત તો સર ઓલીવરને આ પુસ્તક બાહેર પાડવાની ટક પણ ન મળત !

રેમન્ડ લોજ, સર ઓલીવરનો સર્વેથી નાનો છોકરો હતો, જે ૨૬ વર્ષની ભર જવાન વયે તા. ૧૪ મી સપટેમ્બર ૧૯૧૫ ની બપોરે ફ્રાંસમાં ફ્લેન્ડર્સની લડાઇમાં એક તોપના ગોળાનો ભોગ થઇ માર્યો ગયો હતો.

રેમન્ડના પિતા સર ઓલીવર હાલના જમાનાના મોટા સાયન્ટીસ્ટો અને જાણીતા વિદ્વાનો માંહેલા એક છે. એઓએ સાયન્સ ને ફીલસુફીને લગતા ઘણાં પુસ્તકો પ્રગટ કરી નામના મેળવી છે એટલુંજ નહિ, પણ તેઓ ઘણાં વર્ષો થયાં મરણ પામેલાં માણસોના રૂહ સાથ સંદેશા ચલાવવાના અખતરાઓ કરવા પાછળ રોકાયલા છે, અને એ બાબદનો

---

* આ વિષય "સાંજવર્તમાન" ના ૧૯૧૭ ના પટેટી અંકમાં "રેમન્ડ" ના મથાળા તળે આવ્યો હતો; જે મને ઘણોજ ગમવાથી મેં ઉપલા હેડીંગ તળે ખુશીથી પ્રગટ કીધો છે; ને તેમાં થોડો ઘણો મેં ફેરફાર કીધો છે.

પોતે પુખ્ત અભ્યાસ કરી ઘણો અનુભવ મેળવ્યો છે માટે પોતાનો વાહલો દીકરો મરણ પામતાં કુદરતીજ તેઓએ તેનાં રૂહ સાથે સંદેશા ચલાવવાના અખતરાઓ કરવા માંડયા, અને તેમાં તેઓને એટલી બધી ફતેહ મળી અને એટલી બધી ખાત્રી થઇ કે પોતાનો એ અનુભવ, કે જે એક કુંટુંબી ખાનગી મતા કહેવાય, તોએ બીજાના લાભાર્થે એક મોટાં પુસ્તકમાં તે હાલ બહાર પડયો છે.

## ભુત દાકણની હસ્તી.

વિષે તો બધા જમાનાઓમાં અને દુનીઆની બધી પ્રજાઓમાં માન્યતા મનાતી આવી છે, પણ છેલ્લી સદીની અધવચ્ચે, અને ત્યાર પછી તેની આખેરી સુધી પણ એ માન્યતાને હસી કાઢવામાં આવતી હતી, અને તેમ માનનારાઓને 'વહેમી, બીન કેળવાયલા, બેવકુફ, અથવા તો મગજના ઘસેલા ધારવામાં આવતા હતા. એવી હસી. મશ્કરી કરનારાઓમાંનો મોટો ભાગ તો કહેવાતા કેળવાયલામાં ખપવા માગતા લોકોનો હતો, જેમની કેળવણીની હદ તેઓને સ્કુલો અને કોલેજોમાં જે જે બાબદો શીખવવામાં અને ભરડાવવામાં આવતી હતી તેમાંજ આવી અટકેલી હતી, અને આ દુનીઆના કાયદાઓને લગતાં જ્ઞાનનો સામટો જથ્થો માત્ર કોલેજોમાં શીખવવામાં આવતા અધુરાં સાયન્સ જેટલોજ ધારવામાં આવતો હતો ! જે જે બાબદો એવાં અધુરાં સાયન્સની મદદથી સમજી યા સમજાવી નહિ શકાય તે તે બાબદો માનવાને સાફ ના પાડવામાં આવતી હતી, એટલુંજ નહિ પણ સાયન્સને અધુરૂં કહેનારાંઓ વટીકને પણ હસી કાઢવામાં આવતા હતા !

## સાયન્સનાં હાલનાં સિદ્ધાંતો

કંઈ આખેરીનાં નથી, પણ અધુરાં છે, એ વાત માનવામાં આવતી હતી નહિ. હરદમ જુનાં સિદ્ધાંતો ખોટા પાડી નવાં નવાં પુરવાર કરી રજુ કરવામાં આવે છે, અને હજી પણ હાલમાં મનાતાં કોણ જાણે કયાં કયાં સિદ્ધાંતો ખોટાં પાડવામાં આવશે તે કહી શકાતું નથી. કોણ

જાણતું હતું કે હવા કરતાં વજનમાં ભારે ચીજ હવામાં અધર ઉડી શકશે ? કોણ જાણતું હતુ કે એક સંગીન દિવાળમાંથી રોશની આરપાર પસાર થઇ તે દિવાળને પારદર્શક કરી શકશે ? કોણ જાણતું હતુ કે તાર વિના વિજળીકના સંદેશાઓ એક દેશથી બીજે દેશ જઇ શકશે ? વસ્તુઓના બંધારણની થીઅરી એવું સમજાવતી હતી કે દરેક વસ્તુ એટલા સુક્ષ્મ અણુંઓ ( Atoms ) ની બનેલી હોય છે, કે જેઓને ભાંગીને તેઓના વધુ હિસ્સા કરી શકાયજ નહિ ! એ અણુંઓ કંઇ નજરે જોઇ શકાતા નથી, પણ સાધારણ માણસોને ખ્યાલ આપવા જેઓ દરેક એક ઈંચના ૨૫ કરોડમાં ભાગ સાથ સરખાવી શકાય. હવે એવું શોધી કાઢવામાં આવ્યું છે કે દરેક અણુંઓ આસરે એક લાખ ઇલેકટ્રોન ( Electron ) નું બનેલું છે. માત્ર ઇલેકટ્રોનની જુદી જુદી રચનાથી દરેક વસ્તુનો અણું બનાવી શકાય છે, એટલે દરેક વસ્તુ જેવી કે—સોનું, લોઢું, સીસું, ગંધક, ઓક્ષીજન ( અને એ પ્રમાણે માનવીનું શરીર પણ ) એ ઇલેકટ્રોનની જુદીજુદી રચના થવાથી બને છે, માટે કુલ જગતની પેદયશનું અસલ મુળ જાણે ઇલેકટ્રોન છે ! અને સોનું સોનાં તરીકે અને સીસું સીસાં તરીકે પેદા થયલું નથી ! આ પૃથ્વી ઉપરની દરેક વસ્તુ

## સંગીન પ્રવાહિ યા હવાઇ

આકારમાં આપણને મળી આવે છે, અને કોઇબી વસ્તુનો આપણાથી નાશ થઇ શકતો નથી. નાશ કરવા જતાં તેનો આકાર માત્ર બદલાઇ જાય છે. સંગીન બરફ પીગળીને તેનું પાણી થાય છે, અને પાણી બળીને તેની વરાળ થઇ ઉડી જાય છે, પણ તે વરાળ તરીકે કુદરતમાં હૈયાતજ રહે છે. સંગીન મીનબતી પીગળીને તેનું પ્રવાહી તેલ થાય છે, જે બળી તેની ગેસ થાય છે, જે ગેસ અસલ બળેલી મીનબતી જેટલીજ વજનમાં હોય છે. પણ હવે શોધી કાઢવામાં આવ્યુ છે કે વસ્તુઓની એ ત્રણ હાલત ઉપરાંત એક ચોથી હાલત પણ છે, જે એવી છે કે એક થર્માંમીટરથી, જોખવાનાં કાંટાથી, કે લેબોરેટરીમાં વપરાતી તેસ્ટ (Test) કરવાની ટયુબમાં તપાસી શકાતી નથી. અસલ એવું કહેવાતુ હતુ કે આ જગતમાં એવી કોઇ ચીજ નથી જે

થર્મામીટરથી, જોખવાના કાંટાથી, કે ટેસ્ટ ટયુબથી તપાસી શકાતી નથી. જાણીતા વિદ્વાન પ્રો. સર વીલ્યમ ક્રુકસ (Sir William Crookes) ની વસ્તુઓની એ ચોથી હાલતને લગતી શોધોએ જુના વિચારોને એક કોરે મેલ્યા છે. જો પ્રત્યેક વસ્તુ લેબોરેટરીમાં તપાસી શકાતી હોય તો

---

## માનવીનો આત્મા એ શું છે?

છેલ્લી સદીના ઘણા વિદ્વાનો એવું સમજાવતા હતા કે જીંદગી કાંઈ પદાર્થથી જુદી નથી. પદાર્થ (Matter) વગર જીવ (Life) હોઇ શકેજ નહિ. તેઓ કહેતા'તા કે જુદી જુદી તરેહના રસાયની તત્વોનો સમાગમ થવાથી જીંદગી ઉત્પન્ન થતી હતી, મગર તે કેવી રીતે તે સમજાવવા તેઓ નિષ્ફળ નિવડયાં. માત્ર તેઓ એટલુંજ પ્રુફ કરી શકયા કે "થોભી જાઓ! થોડા વખતમાં પદાર્થમાં જીવ ઉત્પન્ન કરી દેખાડવામાં આવશે–" એટલે નિર્જીવ વસ્તુને જીવવાળી બનાવી શકવાનો ખુદાઇ દાવો તેઓ કરતા હતા! તેઓ પોતાના અધુરાં સાયન્સને સંપૂર્ણ ધારતા હતા, અને માત્ર એકજ ખોહવાયલી કડી (Missing Link) પદાર્થ અને આત્માની સાંકળ જોડી દઇ આખી કરવા માટે શોધ કરવા લાગ્યા હતા. જાણીતો જર્મન વિદ્વાન હેકેલ (Haeckel) એવું કહેનારાઓમાંનો આગેવાન હતો. આના પરિણામમાં જડવાડી મત (Materialism) એટલું બધુ ફેલાઇ ગયું કે છેલ્લી સદીના પાછલા ભાગમાં ઘણાએક ભણેલાઓ ખોદાની હસ્તી માનવાને પણ આનાકાની કરતા હતા. તેઓ કહેતા હતા કે આ જગતનાં બંધારણની ગુંચવણો તો સાયન્સની લેબોરેટરીમાં સમજાવી શકાતી હતી, માટે પદાર્થ યાને શરીરના નાશ સાથે જીવનો પણ નાશ થતો હતો; કારણકે પદાર્થ વિના જીવ હોઇ શકેજ નહિ! "વિચાર" અને "ભાન" શું છે એ જયારે તેમને પુછવામાં આવતુ ત્યારે તેનો ઉત્તર તેઓ આ આપતા કે એ તો ભેજાંમાંથી નિકળતા એક જાતના પદાર્થ (Secretion) નું પરિણામ હતું, કે જેમ માનવીના કાલજાં (Liver) માંથી પિત્ત નિકળીને શરીરનો નિભાવ કરે છે, તેમ.

# શરીર, જીંદગી અને આત્મા

માટે સ્પીરીચ્યુઆલીઝમની વિદ્યાએ પુરવાર કરી આપ્યુ છે કે એ ત્રણે જુદી જુદી વસ્તુઓ છે. શરીર પદાર્થ (Matter) નું બનેલું છે, જેમ ખોખામાં જીંદગી (Life) એક શક્તિ (Energy) તરીકે કામ કરે છે; જ્યારે આત્મા (Soul) વિચાર કરતો ભાનવાળો જીવ છે. જ્યારે શરીરનો નાશ થાય છે ત્યારે તેનું રૂપાંન્તર થાય છે, એને તેના તત્વો છુટાં પડી કુદરતનાં તેવાંજ તત્વો સાથ ભેળાઇ જાય છે, જીદંગી અથવા શક્તિ બંધ પડી જાય છે, ત્યારે શરીર માંહેલું યંત્ર ચાલતું બંધ પડી જાય છે; મગર આત્મા અમમર હોવાથી તે પોતાનું નાશ પામેલું યા નાશ પામતુ ઘર છોડી જઇ કુદરતમાં તે છે તેવોજ હૈયાત રૂહે છે. એક ઘડીઆળમાં શરીર (ખોખું) છે, અને શક્તિ (યંત્ર) છે, પણ આત્મા નથી. એક ઝાડમાં શરીર છે, જીદંગી છે, પણ આત્મા નથી. એક જાનવરમાં શરીર, જીદંગી અને આત્મા એ ત્રણે છે, પણ માનવીના આત્મા જેવો ખિલેલો (Developed) આત્મા જાનવરમાં નથી. જીંદગીનું યંત્ર માત્ર શરીરને નિભાવી રાખે છે–તે આત્માને શુદ્ધ કરતું નથી. આત્માને શુદ્ધ કરી ખીલવવા માટે અંતઃકરણ અને મનને સાફ રાખવાની જરૂર છે. આત્મા કરતા જીદંગીની અગત્યતા ઘણી ઓછી છે. જીદંગી તો ગરમી યા વિજળીની શક્તિ જેવી છે; જેમ તેની શરૂઆત થઇ શકે છે, તેમ તેનો છેડો પણ આવી શકે છે. આત્મા અમમર છે—તેની શરૂઆત કયારે થઇ અને છેડો કયારે આવશે તેની કીંમત હજી સુધી કોઇ આંકી શકતુ નથી. "ધી ડે આફ્તર ડેથ" (The day after death) નામના પુસ્તકમાં તેનો બાહોશ ફ્રેંચ કર્તા લુઇ ફીગી (Louis Figuier) એ બાબદ ઘણુંજ સરસ સમજાવે છે અને ભાર મુકીને જણાવે છે કે આજની યુરોપયન સોસાયટીનાં બધાં કુકર્મોનું મુળજ મેટીરીએલીઝમ છે. ("Materialism is the scourge of our day, the origin of all the evils of European society.")

# જડવાડ અથવા મેટીરીએલીઝમ

નું ખંડન કરનારૂં એક નાનકડું પણ અતિ ઉપયોગી ઇંગ્લીશ પુસ્તક આપણી એલ્ફીનસ્ટન કોલેજના વિદ્વાન પ્રો. દારબ દીનશાહ કાંગાએ થોડા વખત પર બહાર પાડયુ હતુ. એ ઉપરાંત સર ઑલીવર લૉજની "લાઇફ એન્ડ મેટર," ડબલ્યુ. એચ. માયર્સની લખાયલી "હ્યુમન પરસનાલીટી" (Human Personality) તેમજ મી. ડબલ્યુ સ્ટેડની "આફ્તર ડેથ" વગેરે સંખ્યાબંધ પુસ્તકો વિદ્વતા ભરેલાં અને વાંચવા લાયક છે. વળી લંડનની સોસાયટી ઓફ સાઇકીકલ રીસર્ચ (Society of Psychical Research) જે આજ વર્ષો થયાં મરણ પછી આત્માની હૈયાતી બાબદ અનેક જુસ્તેજો અને તહેકીક કરે છે, અને જેના મેમ્બરો તરીકે મોટા મોટા જાણીતાં વિદ્વાનો ને સાયન્ટીસ્ટો સામેલ છે તેણે કીધેલી સ્વતંત્ર તપાસનાં પરિણામો અને તે ઉપરથી કાઢેલાં અનુમાનો અને રીપોર્ટોને લગતાં લગભગ ૪૫ મોટાં દફતરો છપાવી પ્રસિદ્ધ કીધાં છે, અને બીજાં ઘણાંક વિદ્વાન લખનારાઓ તરફથી સેંકડો પુસ્તકો બાહેર પડયાં છે જે વગર શકે પુરવાર કરે છે કે મરણ પછી માનવીનું ભાન અને વિચારો તેની હૈયાતી દરમ્યાંન જેમ તેઓ હોય છે તેમજ કાયમ રહે છે, એટલુંજ નહિ પણ માફક આવતા સંજોગો વચ્ચે મરણ પામેલાં માનવીઓ પોતાના હૈયાત વાહલાં સાથે સંદેશા ચલાવી શકે છે, અને ઘણીકવાર તેમની નજરે પણ પડે છે.

# આત્મવાડ અથવા સ્પીરીચ્યુએલીઝમ

ને લગતું સાહીત્ય હાલમાં એટલું બધું તો મોજુદ છે અને હરદમ વધતું જાય છે, અને તેને લગતા પુરાવાઓ એટલા તો મુસ્તકીમ છે કે એ બાબદ હવે અભયાસ કર્યા વિના હસી કાઢવી એ સર્યાંમ મુર્ખાઈ ભરેલું છે. તમે એનો સ્વતંત્ર નિશપક્ષપાત અભ્યાસ કરીને એ સામે વિરૂદ્ધ મત બાંધો તો વાજબી છે, મગર આજે ઘણાક

શીખેલામાં ખપનારાઓ ભુત ને ફીરેસ્તા વટીકની હસ્તી ના પાડવા તૈયાર છે, અને તેમ માનનારાઓને ભેજાથી ખસેલા ધારી તેમની ઠેકડી કરવામાં મોજ માને છે. મગર એ સઘળાંના કાન ચીમટવા સર ઓલીવર લોજનું છેલ્લું પુસ્તક:—

## રેમન્ડ (Raymond.)

એવી તો સરસ ઢપે દાખલા દલીલો સાથે લખાયું છે કે સ્પીરીચ્યુ-એલીઝમમાં નહિ માનનારાઓને તે છેવટનો ફટકો લગાવે છે. રેમન્ડના મરણ અગાઉ વર્ષો થયાં તેના પિતા સર ઓલીવર, મરણ પામેલાં માણસોના રૂહો સાથે સંદેશા ચલાવવાના અખત્રાઓ કર્યા જતા હતા, અને તેઓની તે બાબદ માટે એટલી બધી તો ખાત્રી થઇ ચુકી હતી કે માત્ર ત્રણ ચાર વર્ષ ઉપર બ્રીટીશ એસોસીએશન જેવાં ધરખમ મંડળના પ્રમુખ તરીકે તેઓએ, એ બાબદ પર પોતાનું ખાત્રીભર્યું મત બાહેર જાહેરમાં હિંમતથી ઉચાર્યું, જે વેળા તેઓ બોલ્યા હતા કે—જેમ આપણે આ અવનિમાંથી તેમ મિનોઇ જગતમાંથી મરહુમો એક બીજા સાથે વાતચીત કરી શકીએ છીએ. અને એ બાબદની ઉપમાં તેઓએ એવી રીતે આપી હતી કે એક પહાડમાં તનલ યા બુગડો ખોદવાનું કામ બંન્ને છેડેથી શરૂ થયું છે; બંન્ને તરફથી બુગડો ખોદતા હવે વચ્ચે ઘણો પાતળો પરડો ફોડવાનો રહી ગયો છે, એટલો પાતળો રહી ગયો છે કે બંન્ને બાજુવાળાઓ એક બીજાંનો ખોદવાનો અવાજ વટીક સાંભળવા લાગ્યા. થોડા વખતમાં તે પરડો ફાડતાંજ તનલ ખુલ્લો થઇ જશે. આજ મિસાલ રેમન્ડ પોતાનાં પિતા આ બાબમાં કેટલા ખંતી ને કાળજી પૂર્વક હતા તે સારી પેઠે જાણતો હોવાથી પોતાના મરણ પછી તેરમે દિવસે નીચલો સંદેશો કહેવાડયો:

"Not only is the partition so thin that you can hear the operators on the other side, but a big hole has been made."

"હવે પરડો એટલો બધો પાતળો થઇનેજ રહયો નથી કે બીજી બાજુવાળાઓને ખોદવાના અવાજ માત્ર સંભળાય, પણ હવે તો તેમાં એક મોટું બાકોરૂ પાડવામાં આવ્યુ છે."

# મરણ પછી આત્માનું શું થતું હશે?

તે જાણુવા માટે હાલમાં ખાસ કરી યુરોપમાં ઘણી આતુરતા ફેલાઈ છે, કેમકે જર્મન, યુરોપ લડાઇને લીધે હાલમાં ત્યાં કહેવાતા સુધારાએ, અને કહેવાતી ઉંચી કેળવણીએ તેમને ચિંતાતુર હાલતમાં લાવી! મેલ્યા છે. અને તેઓ ગંભીરપણે વિચાર કરે છે કે આ લાખો નિર્દોષ જાનો તડાતડ આ જગમેથી ચાલ્યા ગયા છે, એ સઘળા કયાં ગયા હશે યા જતા હશે? બાકી શું શરીરના નાશ સાથે જીદંગીની સર્વે આશાઓ અને વૃદ્ધિ સમુળગી નાશ પામે છે? હાલના મહાન યુધ્ધે પુરવાર કરી આપ્યુ છે કે માત્ર મગજની કેળવણી, (Education) અને કહેવાતો સુધારો (Civilisation) તો માનવીના પ્રગટીકરણ (Evolution) યાને વૃદ્ધિનો માત્ર નાનામાં નાનો એક ભાગ છે. માત્ર યાદદાસ્ત શક્તિને ખીલવીને કુદરતના કેટલાક કાયદાઓનું, તવારીખનું કે ભાષાઓનું જ્ઞાન મેળવી મોંઢે રાખવું, આ કેળવણી ઉંચી કહી શકાયજ નહિ! કારણ આ કેળવણીથી માનવીનો આત્મા અને તેના અંતઃકરણ વિષે કંઇ સમજાતું નથી. જાણીતા વિદ્વાન લેખક મી. ખંડાલેવાળા આવી કેળવણીને વખોડતાં લખે છે કે—

"Prophets in good repute announce that to transform this wicked world into an abode fit for the gods all that is needed is education. Do those already educated live in Elysium? Or has education like so much brushwood shut out their light? Can that be education which does not illumine the head, warm the heart, or guide the hand? Education is after all only a tool. Everything depends on how we use it as workmen. It has increased neither happiness, nor brotherly love, nor power of good. With the little refinement it has given us, egoism has become more cruel. By regret for what we have not, it has

disturbed our little ease and satisfaction in what we have. How can that be progress when we are ever so far from being convinced that man is neither happier nor better by the increase of outword well-being ? A frame however elaborate does not make for a bad picture. If it did, the frock would make the monk, the uniform the soldier."

આ ઉપરથી માલમ પડશે કે જેમ એક સુંદર સોનેરી ફ્રેમથી એક ખરાબ ચિત્રની કિંમત વધતી નથી, જેમ એક ભવના રંગનો ઝભ્ભો માત્ર ઓળવ્યાથી કાંઇ સાધુ થવાતું નથી, અને જેમ લશ્કરી યુનિફોર્મ પહેરવાથીજ કાંઇ સોલજર થવાતું નથી, તેમ માત્ર મગજની કેળવણી લેવાથીજ માનવીના હેવાન્યત ગુણુનો નાશ થતો નથી. જો તેમ હોત તો યુરોપ જેવા સુધરેલા અને કેળવાયલા દેશના બંદીખાનાઓ તો ખાલી રેહેત! મગર એને બદલ તો ત્યાં પણ ગુનાહનું પરિણામ આપણા અભણ દેશ કરતાં વધારે છે. જો તેમ હોત તો અભણ ગામડીઆઓમાં પણ જે ડહાપણ અને નિતીના સદ્‌ગુણો જોવામાં આવે છે તે જોવામાં ન આવત! મગજની કેળવણી એક માણસને ગ્રહસ્થ બનાવે છે, પણ એક ગ્રહસ્થ કંઈ હંમેશાં સદ્‌ગુણી હોતો નથી. આજે આપણે જોઇએ છીએ કે કેળવણીએ અભિમાન, અહંકાર એટલો વધારી દીધો છે કે એક કહેવાતો અભણ, પણ અનુભવી માણસ એક કેળવાયલામાં ખપતા જવાનને શીખામણ આપી શકે એ તે કેળવાયલો જવાન તામોશ કરી શકતો નથી.

---

## રેમન્ડના સંદેશા

માટે સર ઓલીવર, લેડી લોજ, અને તેમનાં મોટાં દીકરા-દીકરીઓએ પોતાના વાહલા રેમન્ડનાં રૂહને ઘણીક કસોટી ઉપર તપાસી જોઇ ને ખાત્રી કીધા પછીજ તેઓ રેમન્ડ વચ્ચે થયેલા સંદેશાઓ બતાવવા સમાર્થવાન થયાં છે. તેમના ઘણાંક કુંટુંબીઓની ત્યાંની હકીકતો રેમન્ડ મારફતે તેઓને ખાનગી મળી છે, જે માત્ર સર ઓલીવરનું

કુટુંબ સિવાય કોઇ જાણતું નહોતું. સર ઓલીવરે પોતાના પુત્ર કનેથી એવી ગવાહીઓ માંગી હતી, જે તેણે થોડી ઘણી મુસ્કેલી વચ્ચે ખુશીથી આપી હતી; અને તેનો મન માનતો ખુલાસો ત્યાર બાદ એ રેમન્ડ પુસ્કમાં બાહેર પાડયો.

---

## મિનોઇ જેહાંનમાંથી સંદેશા

મોકલવાની ઘણી રીતો છે; કોઇ જીવતા માણસના દિલમાં મરણ પામેલાં માણસનું રૂહ આવી બોલવા માંડે છે, અથવા તેનો હાથ પકડી લખાવે છે, યા કેટલીક વાર એક નાની મેજ–ટીપઇ આમ તેમ પોતાની મેળે હાલીને ઇંગ્લીશ શબ્દોની જોડણી કરી બતાવી આપી આખો વાકય કરે છે. મગર સઘળાંજ મરહુમો આવી રીતે સંદેશા ચલાવવા અશક્ત છે, કારણ એ માટે પ્રથમ તો તેનામાં લાયકાત અને અનુભવ જોઇએ. જેમ એક માણસે ટેલીગ્રામ કરવા માટે તે લખીને ટેલીગ્રાફ ઓફીસમાં આપવો પડે છે, અને તે ત્યાં ટેલીગ્રાફનું યંત્ર ચલાવી જાણનાર શખ્શ યંત્ર મારફતે બીજે દેશ મોકલે છે, બીજા દેશમાં તેવોજ અનુભવી ટેલીગ્રાફ ઓપરેટર તે મેળવીને જેને માટે તે હોય તેને પહોંચાડે છે, તેમ મરણ પામેલાં માણસના રૂહે પેલી અવનિમાં પ્રથમ તો એવો એક ઓપરેટર રૂહ જે તેને મદદનીશ થઇ પડે તેને શોધવો પડે છે, જે રૂહે આ જગમે એવા સંદેશા મોકલવાનો અનુભવ મેળવ્યો હોય! આ નંબર બીજા રૂહે જીવતી દુનીઆના કોઇ જીવતાં આદમીનાં બદનનો કબજો લીધેલો હોય છે, જે બાબદને આપણે સાધારણ શબ્દોમાં "દીલમાં આવવું" કહીએ છીએ. એટલે આ નંબર બીજો રૂહ એક જીવતાં આદમીના દીલમાં ભરાઇને મોંમાંથી બોલે છે, જે વેળા મજકુર તે બોલનાર જીવતાં માણસને પોતા પર કાબુ રહેતો નથી, ને તે બેભાન જેવો પડી રહે છે. માટે પેલી જગતમાંથી પોતાના કોઇ ગુજર પામેલાં વાહલાં પાસેથી સંદેશા મેળવવા ઇચ્છનારે કોઇ એવો માણુસ (Medium) શોધી કાઢવો પડે છે, કે જેના દીલમાં કોઇનું રૂહ આવતું હોય! એવો માણુસ જેને "મીડીયમ" કહેવામાં આવે છે, તે પોતાના મરહુમ મિત્રની યાદ કરતાંજ તેના દિલમાં આવે છે, ને તેના શરીરનો કબજો

ધરે છે અને પછી તેને જે વખતે જે પ્રશ્ન પુછવામાં આવે છે, તેનો જવાબ તે પેલા મીડીયમના મોં મારફતે આપે છે. આવી રીતે એ હાથે આડકત્રી રીતે સંદેશા ચલાવતાં કેટલીક વેળા ગુંચવણો પણ ઉભી થાય છે, કારણ કેટલીક વેળા પુછેલા પ્રશ્નનો ઉત્તર ટુંકમાં મળવાથી તે ઉકેળતાં અડચણો ઉભી થાય છે. માટે જો કોઇ અનુભવી મીડીયમ એવાં રૂહ સાથ સંદેશા ચલાવે તો અલબત જવાબો આસાનીથી વિના હરકતે મેળવી શકાય !

## મદદનીશ રૂહો.

માટે એવું કહેવાય છે કે સાઇકીકલ રીસર્ચ સોસાયટીના ઘણાક મરણ પામેલા મેમ્બરો, અને બીજાઓ જ્યારે જીવતા હતા, ત્યારે સ્પીરીચ્યુએલીઝમની વિદ્યામાં ઘણી ઉલટ લેતા હતા. તે સોસાયટીના એક આગેવાન મી. માયર્સની બાંહેધરી હેઠળ એ સઘળાઓ સંદેશા ચલાવતા હતા. અને એઓએ એ બાબેના—આત્મા અમ્મર છે, ને તે આપણા સમાગામમાં વારંવાર આવે છે, તે વિષેના પુસ્તકો બાહેર પાડયાં હતાં. હવે એવું કહેવાય છે કે રેમન્ડના મરણ અગાઉ આસરે ચૌદ વર્ષ આગમચ માયર્સ મરણ પામ્યા, તેઓ સર ઓલીવરના મિત્ર કહેવાતા હતા. જ્યારે રેમન્ડા મરણ પામ્યો ત્યારે પોતાનાં મરણના નવમાં દિવસે નીચલો સંદેશો મોકલ્યો હતો—

"Tell father I have met some friends of his."

"Can you give a name ?" asked his mother.

"Yes Myers."

આ ઉપરથી પુરવાર થાય છે કે, આપણા મિત્રો—આપણા ખરા દિલસોઝ મિત્રો—પેલી દુન્યામાં પણ આપણી પડખે રહી શકે છે, અને આપણને મદદ વટીક કરી જાણે છે. આપણા ગુજર પામેલાં વાહલાંઓ અને મિત્રોને હરઘડી યાંદ કરી પરવરદેગાર પાસે તેમને માટે શાંતી અને સુખ અને વૃધ્ધિ ચાહવામાં કંઇ વહેમ અને નોનસન્સ નથી.

ગુજરેલાંઓની નૈયતે ઘટતી ક્રિયા કરી તેઓને શાંતીને વૃધ્ધિ ચાહવાની આપણી કદીમ ફીલસુફીમાં કેટલી સચ્ચાઇ અને મોતેબરી સમાયલી છે તે આ પુરવાર કરેછે. તેઓ આ દુનીઆમાં આપણી રાહબરી કરેછે, એટલુંજ નહિ, પણ જ્યારે આપણે તેઓ પાસે તે અંજાણ્યા મુલકમાં જઇએ ત્યારે તેઓ આપણુને ઘણી મદદ અને રાહત આપી શકેછે.

## રેમન્ડનો બીજો સંદેશો

આ પ્રમાણે હતો—

"Keep jolly or it hurts me horribly. Truly I know it is difficult, but you must know by now that I am so splendid. I shall never be out of the house on Christmas Day."

"ખુશીમાં રહો, નહિ તો (તમારા વિલાપથી) મને ભુયંકરં નુકસાન થાયછે. હું ખાત્રીથી જાણુંછું કે તેમ કરવું તમારે માટે મુશ્કેલ છે, પણ હવે તમારે જાણવું જોઇએ કે હું કેવો આનંદમાં છું. ક્રિસમસનાં દિવસે આપણે ત્યાં આખો દિવસ આવીને રહીશ."

બુઝોર્ગ સર ઓલીવર પોતાના પુસ્તકના છેવટના ભાગમાં લખે છે કે—"મારો પોતાનો વખત હવે ભરાતો જાય છે. પણ મને તેની પરવા નથી, કારણુ પરવરદેગાર તરફથી બાહેર પડતી આ સચ્ચાઇની પુરેપુરી ખાત્રી હું જાહેર પ્રજા સમક્ષ ધરૂ નહિ, ત્યાં સુધી મને મરવા ગમતું નથી." હાલમાં તેઓ આ અનુમાન પર આવ્યા છે કે માત્ર આપણા પોતાના ગુજર પામેલાં વાહલાં કે મિત્રો સાથેજ આપણે આપણો સંબંધ જોડી શકીએ એમ નથી, પણ વારંવાર પ્રગટીકરણુ-માં વધારે આગળ વધેલા મહાત્માઓ અને ફિરેસ્તાઓ સાથે પણ આપણે બંદગીથી આપણો સંબંધ જોડી શકીએ છીએ! સાધારણ માનવી કરતાં વધારે ચઢતે દરજ્જોના.

# મહાત્માઓ અને ફિરેશ્તાઓ

ની હસ્તીને હસી કાઢનારાઓ માટે આ બાબદ મનન કરવા યોગ્યજ અલબત કહી શકાય! વાહલાં સાથ વાતચીત કરવા સ્પીરીચ્યુ- એલીઝમ વિદ્યા કાંઇ અજબ ખોરાક પુરો પાડેછે. જો આ વિદ્યાનો જગતમાં બહોલા પ્રમાણુમાં પ્રચાર થાય તો મરહુમના જીવતાં ખેશીઓ, જેઓ તેને માટે વર્ષો સુધી ગમમાં દટાયલાં રહેછે, તેઓનું કેટલું બધું એથી દુ:ખ ઓછું થાય? મગર તે છતાં જેઓથી બની શકે તેઓને "રેમન્ડ" પુસ્તક ધીરજથી વાંચી જોવાની મારી આગ્રહ પૂર્વક ભલામણ છે; કારણ કે આપણા મનની કેટલીક ગુંચવણોને તે સમાધાન કરી શકે છે, ને વળી દુ:ખી જીગરોને તેથી કાંઈક દિલાસો પણ મળી શકે છે. આ જીદંગી ટુંકી છે, પણ હવે પછીની ઘણી લાંબી અને બીકટ મુસાફરી કરવા આ જીદગીમાંજ તયારી કરી રાખવાની છે. જે તયારી ઉપર તે લાંબા મુસાફરીનાં સુખ, સગવડ ને ફતેહનો આધાર રહેલો છે.



# સ્પીરીચ્યુએલીઝમ તરફ સુગ

અને ટીચકું પ્રથમથીજ ચઢાવનાર તાસુબી ભરેલા વાંચનારને એ રેમન્ડ પુસ્તક કાંઈ ફાયદો કરે એમ નથી, પણ તેવી સુગ ધરાવનારાએ એવી અનેક વિદ્યાઓનો અભયાસ કરી પછી પોતાનું મત બાહેર પાડવાની મારી ભલામણ છે. કારણ કે સર ઓલીવર છેવટે જણાવે છે કે- જેઓ અગાઉ હૈયાત હતા તેઓ હજી પણ છે; એટલે ડીયર વાંચક! જેમ એ ભલો નર આજ વાક્ય પર જીવે છે ને સંતોષ પકડે છે, તેમ તું પણ રહે એજ મારી પણ પ્રાર્થના!



સમાપ્ત.

Telephone
No. 42483.




Telegrams:
"GEMARTWORK"